# નવીન હિંદુસ્તાન

## સુધારાની સાદી સમજુતી

ભાષાંતરકર્તા

**ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા**

પ્રેમાનંદ, મીરાંબાઈ, વિષ્ણુદાસ, પદાર્થવિજ્ઞાન, પ્રાણીવિદ્યા, હિંદુસ્તાનનાં આંચળવાળાં પ્રાણીઓ, ઋતુના રંગ ઈ. ઈ. ના કર્તા

હમ્ફ્રી મિલફર્ડ

ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ

લંડન, મુંબાઇ, કલકત્તા, મદ્રાસ, લાહોર

# અનુક્રમણિકા.

---






Printed by V. P. Pendherkar at the *Tutorial Press*, 211a, Girgaon Back Road, Bombay and Published by Humphrey Milford, Oxford University Press, 17-19, Elphinstone Circle, Bombay

# પ્રસ્તાવના.

---

બ્રિટિશ સામ્રાજ્યના અખંડ ભાગ અને ભાગીદાર તરીકે હિંદુસ્તાનમાં પૂરેપૂરા જોખમદાર રાજ્યના આદર્શ તરફ પગલે પગલે દોરી લઈ જનારા રાજકીય સુધારાને સાદી ભાષામાં સમજાવવાનો પ્રયત્ન આ પુસ્તકમાં મેં કર્યો છે.

ઇસ્ટ ઇંડિયા કંપનીના વખતથી માંડીને અત્યાર સુધી હિંદુસ્તાનનું રાજકીય બંધારણ જે મુખ્ય અને સીધે માર્ગે થઈને આગળ વધ્યું છે તે માર્ગ ટુંકમાં મેં અહીં દોર્યો છે.

વચમાં અનેક નડતરો આવ્યા છતાં પણ એ માર્ગનું દરેક પગલું જોખમદાર રાજ્યના આદર્શની દિશામાં અને એ આદર્શ તરફ રાજ્ય બંધારણની વૃદ્ધિ કેવી રીતે કરતું ગયું છે તે, તથા એવા રાજ્યનાં પહેલા સંગીન પગલા તરીકે હાલના નવા સુધારા એથી શી રીતે મળી શકયા છે તે બતાવવાનો પ્રયત્ન મેં કર્યો છે.

આ થોડાંક પાનાં લખવામાં મારા બે મુદ્દા છે; (૧) સુધારા કેવી જાતના છે તથા કેટલા કામના છે તે સમજાવવું, તથા જોખમદાર રાજ્ય બંધારણની રૂએ આગળ વધતું જાય અને સ્થાયી બને તે માટે શું શું જરૂરનું છે તે બતાવવું; અને (૨) ફાયદો ન કરે એવા વાદવિવાદ પાછળ તથા પક્ષાપક્ષીની કડવાશ પાછળ નાહક શક્તિ બરબાદ ન કરતાં, કાંઈક ફળ આવી શકે એવી જાતનું કામ અને એવી જાતની ટીકા કરીને સુધારા સફળ કરવાની ફરજની જાગતી રહે તેવી લાગણી હિંદુસ્તાનના મારા દેશબંધુઓના તથા યુવકોના મનમાં જગાવવી.

પેડર રોડ, કંબાલા હિલ,<br>મુંબઈ, એપ્રિલ ૨૪, ૧૯૨૦.

ના. ગ. ચંદાવરકર.

# ભાષાંતરકર્તાની પ્રસ્તાવના.

સર નારાયણ ચંદાવરકર કૃત "ધી ન્યુ ઇંડિયા" નામના હમણાંજ બહાર પડેલા પુસ્તકનું ગૂજરાતી ભાષાંતર કરવાનું કામ ધી ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ તરફથી મને સોંપવામાં આવેલું તે તૈયાર થઈ આ સાથે પ્રસિદ્ધ થાય છે.

સુધારાના કાયદાથી હિંદુસ્તાનને ફાયદો થયો છે અને નથી થયો એમ કહેનારા બે સામસામા પક્ષો આજે હિંદુસ્તાનમાં ઉભા થયા છે. એમાંનો જે પક્ષ સુધારાના કાયદાથી હિંદુસ્તાનને સુધારો થયેલો માને છે તે પક્ષના એક આગેવાનના વિચારો ગૂજરાતી જબાનમાં ગૂજરાતી વાચકો સમક્ષ આ પુસ્તકથી રજુ થાય છે. એ પક્ષના કહેવા મુજબ, જે કાંઈ મળ્યું છે તેને સફળ કરીને વધારે મેળવવાની પોતાની લાયકી સાબીત કરી આપી વધારાનું માગવું જોઈએ. એ સફળતા મેળવવા માટે લોકોને પોતાના કર્તવ્યનું ભાન થવું જોઈએ. એ ભાન જગાવવા માટે તેમને સુધારાનો ખરો અર્થ સમજાવવો જોઈએ. એ ખરો અર્થ આ નાના પુસ્તકમાં સમજાવવાનો પ્રયત્ન સર નારાયણે કરેલો છે.

મારૂં એવું માનવું છે કે, આવી જાતનાં ચોખ્ખે ચોખ્ખાં પ્રજા-કેળવણીનાં પુસ્તકો નિશાળમાં ચલાવવાથી મેળવવાના આદર્શનાં બીજ યોગ્ય ફળદ્રુપ જમીનમાં રોપી શકાય છે, અને પછીથી તે ફાલી નીકળે છે. આથી ગઈ લડાઈ વિષે નિશાળીઆઓને સમજુત આપવાને માટે જેવી રીતે "ધી વર્લ્ડ ઍટ વૉર" નામનું પુસ્તક નિશાળોમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવામાં આવતું હતું તેવી રીતે વિદ્યાર્થીઓને નવા સુધારાની ઓળખાણ આપવાના હેતુથી નિશાળોમાં આ પુસ્તક ચલાવ-વામાં આવશે તો તેથી પુસ્તક લખ્યાનો અને છપાવ્યાનો હેતુ બર આ-વશે, અને નિશાળીઆઓ નિશાળમાં સુધારાનાં બીજ પોતાના મગજમાં રોપી, મોટા થઈ વધારે ઉંડા અભ્યાસથી તેના પર જોઈતું પાણી સીંચી, આગળ જતાં ઉગી નીકળેલા સુધારાના છોડનો ઉપભોગ કર-વામાં રસ ભર્યો તથા મહત્ત્વનો ભાગ લેશે એવી આશા રાખી શકાય એમ છે.

વડોદરા,
ઑગસ્ટ ૩૦, ૧૯૨૦

**ભા. નિ. મહેતા.**

શ્રી

# નવીન હિંદુસ્તાન.

---

## પ્રકરણ પહેલું.

## નવો યુગ.

પ્રિય વાચક, આ દેશના રાજ્ય બંધારણમાં જે સુધારા દાખલ કરવામાં આવવાના છે તે વિષે આ પુસ્તકમાં સાદી વાર્તા કહેવાની મારી ઇચ્છા છે. આવતું એટલે કે સને ૧૯૨૧ નું વર્ષ બેસતાં જ એ સુધારા અમલમાં મૂકવામાં આવશે. બાદશાહ તરફથી એ સુધારા અમલમાં મૂકવાને માટે બાદશાહ સલામત પંચમ જ્યોર્જના કાકા નામદાર ડ્યુક ઑફ કૉનૉટ હિંદુસ્તાનમાં આવશે.

આ સુધારા શું છે? હિંદુસ્તાનને તેઓ કેવી રીતે લાભ કરવાના છે? લોકોનું તે શું ભલું કરશે? હિંદુસ્તાનની કરોડો માણસની વસતિ એટલે કે રૈયત તથા ખાસ કરીને ગરીબ વર્ગ તેનાથી શો લાભ મેળવશે? આપણા દેશના શુભેચ્છક તરીકે તથા અંગ્રેજી સલ્તનતના શહેરી તરીકે અંગ્રેજો આપણી પાસેથી કેવી આશા રાખે છે? જેટલું સારૂં તે સુધારામાંથી આપણે લઈ શકીએ તેટલું સારૂં લેવું, અને એ પ્રમાણે વર્ષો વીતતાં જાય તેમ તેમ તેનો ખરો આશય તથા અંતિમ હેતુ આ-—પણે સાધવો એવી રીતે આપણે એ સુધારાનો ઉપયોગ કરવો.

ગયા ડીસેંબર માસમાં બાદશાહ સલામતે શાહી ઢંઢેરો બહાર પાડી હિંદુસ્તાનના રાજા રજવાડાને તથા લોકોને સંદેશો મોકલ્યો હતો. એ ઢંઢેરામાં શહેનશાહે કહ્યું છે કે, હિંદુસ્તાનના રાજ્યવહીવટમાં કરવાના સુધારાથી આ દેશને માટે નવા યુગનો આરંભ થશે.

આ નવો યુગ શું છે? આપણી દેશી ભાષામાં આપણે તેને **નવ યુગ** કહેવો જોઈએ. રાજ્યવહીવટની જે પદ્ધતિ નવી છે, અને અત્યાર સુધી જે પદ્ધતિ ચાલતી હતી તેના કરતાં જે વધારે સારી છે તે પદ્ધતિનો આરંભ, એવો એનો અર્થ થાય છે. જે યુગ આવતા વર્ષથી શરૂ થશે તે યુગને નામદાર શહેનશાહ નવો યુગ કહે છે; કારણ કે, પાર્લામેંટે નવો કાયદો પસાર કર્યો છે. એ નવા કાયદા મુજબ જે સુધારા દાખલ કરવામાં આવ્યા છે તે આવતા વર્ષથી અમલમાં આવવાના છે. શહેનશાહે એ કાયદાને પોતાની સંમતિ આપીને તેના પર શાહી સહીસિક્કો કર્યો છે. નામદાર શહેનશાહે કાયદાને તથા સુધારાને મંજૂર કર્યા પછી હિંદુસ્તાનના લોકોને એવું જાહેર કર્યું છે કે, એ કાયદો અને એ સુધારા હિંદુસ્તાનને માટે નવા યુગનો આરંભ દર્શાવે છે. કારણ કે, નામદાર શહેનશાહ કહે છે તેમ, સુધારાવાળો કાયદો "હિંદુસ્તાનના વધારે સારા રાજ્યકારભારને માટે તથા તેની પ્રજાના ઘણા વધારે સંતોષને માટે" ઘડવામાં આવ્યો છે.

"એ કેવી રીતે" એવો પ્રશ્ન તમે કરશો.

લો ત્યારે, હું તમને તે સમજાવું.

હિંદુસ્તાનની અંદર અંગ્રેજનું રાજ્ય જ્યારથી સ્થપાયું ત્યારથી જે અંગ્રેજી મુત્સદ્દીઓએ ઇંગ્લાંડમાં સામ્રાજ્યના મુખ્ય પ્રધાનની અથવા મંત્રીમંડળ ( કૅબિનેટ ) ના પ્રધાનની અથવા હિંદુસ્તાનમાં ઉપરાજ (વાઇસિરૉય) ની કિંવા ઇલાકાના સુબા (ગવર્નર) ની જોખમદાર ઉંચી પદવી, અથવા તો અધિકારવાળી બીજી કોઈ ઉંચી જગ્યા ભોગવી છે તેમણે હિંદુસ્તાનમાં અંગ્રેજી અમલ કેવો છે, અને તે કેવો હોવો જોઈએ તે વિષે વખતો વખત જાહેર રીતે કહ્યું છે. તેમણે કહ્યું છે કે, હિંદુસ્તાનના લોકોને કેળવવાનો અને પોતાના પર પોતે જ અમલ ચલાવી શકે એવી રીતે તેમને લાયક કરવાનો અંગ્રેજ સરકારનો હેતુ છે, ને વાસ્તવિકપણે તે તે જ પ્રમાણે હોવો જોઈએ. જે અંગ્રેજ અધિકારીઓએ એક અથવા બીજે વખતે એ પ્રમાણે કહ્યું છે તે બધાનાં

અથવા તેઓમાંના ઘણાનાં નામ આપવાની જરૂર નથી. પરંતુ દૃષ્ટાંત તરીકે તેમાંનાં બે ત્રણ નામ તો હું ગણાવીશ. સર થૉમસ મનરો નામનો એક અમલદાર થઈ ગયો છે. જીલ્લાના કલેક્ટર તરીકે અને તે પછી ઇલાકાના ગવર્નર તરીકે જ્યાં જ્યાં તે અમલદાર હતો ત્યાં ત્યાં લોકોને, તેમાં એ ખાસ કરીને રૈયતને, તે ઘણો પ્રિય થઈ પડયો હતો. તે લોકોને ચાહતો અને લોકો તેને ચાહતા, અને તેના ઉપર તેમને જે ઉંડી ચાહના હતી તે બતાવવાને માટે તેઓ તેને 'બાપા મનરો' કહેતા. તેણે ૧૨૦ વર્ષ ઉપર લખ્યું હતું કે, ઇંગ્લાંડે હિંદુસ્તાનને થોડા વખત માટેના તાબાના મુલક તરીકે ગણવાનું નથી, પણ ત્યાંના લોકો નિયમિત રાજ્ય ઘડવાને, તેને ચલાવવાને તથા તેને જાળવી રાખવાને જોઈએ તેટલા જ્ઞાનવાળા થાય ત્યાં સુધી ઇંગ્લાંડે એ મુલક કાયમને માટે નિભાવવાનો છે. તે પછી સર જૉન માલ્કમ નામનો અમલદાર થઈ ગયો છે. તે મધ્ય હિંદુસ્તાનમાં કારભારી તરીકે તથા તે પછી ઉંચી પદવીએ ઘણો લોકપ્રિય થયો હતો. એણે પણ એ જ પ્રમાણે લખ્યું છે. વળી, રાણી વિક્ટોરિયાના કેટલીક મુદ્દત સુધીના મુખ્ય પ્રધાન ગ્લૅડસ્ટને પણ એ જ પ્રમાણે લખ્યું છે. એણે કહ્યું છે કે, હિંદુસ્તાનના લોકો પોતાના દેશ ઉપર રાજ્ય કરવાને શક્તિવાન થાય તેટલા માટે દેશના રાજ્યકારભારમાં તેમને સામીલ કરવાના રસ્તા પર ઇંગ્લાંડે ધીમે ધીમે અને મક્કમપણે આગળ વધવું જોઈએ.

આ પ્રમાણે કહેવામાં આવ્યું હતું ખરૂં; પણ બ્રિટિશ રાજ્યનો ઉદ્દેશ તથા અંતિમ આદર્શ હિંદુસ્તાનના લોકોને સ્વરાજ્ય આપવાનો છે એવું રાજ્યે પસાર કરેલા કાયદાઓમાં એક પણ ઠેકાણે કદિ જાહેર કર્યું ન હતું. ટુંકાણમાં, બ્રિટિશ પાર્લામેંટે તથા ના૦ શહેનશાહે બ્રિટિશ શહેનશાહતના છેવટના કર્તાહર્તા તરીકે એવો ઉદ્દેશ સરકારી રીતે જાહેર કર્યો ન હતો. પરંતુ હવે, એ સુધારાનો કાયદો પાર્લામેંટે આ વર્ષે પસાર કર્યો છે, અને તેને બાદશાહ સલામતે પોતાની સંમતિ આપી છે, અને તેના ઉપોદ્‌ઘાત તરીકે એ મુદ્દો ચોખ્ખા શબ્દોમાં દાખલ કરવામાં

આવ્યો છે. અત્યાર સુધી એ જ ઉદ્દેશને માટે વાદવિવાદ ચાલતા હતા. કેટલાક તેની હા પાડતા હતા; કેટલાક તેની ના કહેતા હતા. પરંતુ હવે તો એ સંબંધની બધી શંકા ઠામ પાડી દેવામાં આવી છે. એ નવા કાયદાથી હિંદુસ્તાન નવી કારકીર્દિમાં પ્રથમનું પગલું ભરે છે. એ મુજબ પ્રજાનો રાજ્યકારભાર પ્રજા તરફથી અને પ્રજાને માટે હવેથી ચલાવવામાં આવશે.

ના૦ શહેનશાહ એ કાયદાને "હિંદુસ્તાનના વધારે સારા રાજ્યકારભારને માટે તથા તેની પ્રજાના ઘણા વધારે સંતોષને માટે" હિંદુસ્તાનનો નવો યુગ કહે છે તેનું કારણ પણ એ જ છે. કહેવાની મતલબ એ જ છે કે, હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો અમલ શરૂ થયો ત્યારથી તે અત્યાર સુધીમાં આ વખતે પહેલી જ વાર હિંદુસ્તાનના લોકોને પોતીકું રાજ્ય ચલાવવાને માટે સત્તા આપવાનું પહેલું પગલું ભરીને સરકાર પોતે કાયદાથી બંધાઇ છે. હિંદુસ્તાનના લોકો પર અત્યાર સુધી અંગ્રેજ અમલદારો અમલ ચલાવતા હતા, અને એ અમલદારો લોકો પર જે સત્તા ભોગવતા હતા તે સત્તાને માટે તેઓ બ્રિટિશ પાર્લામેંટના તથા મલીક મુઆઝમ બાદશાહ સલામતના જવાબદાર હતા. પરંતુ નવા કાયદાથી તથા નવા યુગથી હિંદુસ્તાનના લોકોને એ સત્તાનો પહેલો હપ્તો મળે છે એટલું જ નહિ, પણ વધારે સારા વહીવટને માટે તેમને પોતાને જ જવાબદાર ગણાય એવા અમલદારો પસંદ કરવાની ખરેખરી શરૂઆત પ્રાપ્ત થાય છે.

અહીં તમને કુદરતી રીતે પ્રશ્ન કરવાનું મન થશે. તમે પૂછશો કે, હિંદુસ્તાનમાં અંગ્રેજી અમલ શરૂ થયો તે પછી શહેનશાહે તથા પાર્લામેંટે હમણાં જે કાયદો પસાર કર્યો છે તેવો કાયદો મંજૂર કરવાને માટે આટલાં બધાં વર્ષો કેમ લાગ્યાં ? હિંદુસ્તાનને સ્વરાજ્ય આપવા તરફ તેમણે જે પગલું હમણાં ભર્યું છે તે પગલું વર્ષો પહેલાં કેમ ન ભર્યું ?

આ પ્રશ્નોના ઉત્તર આપવાને માટે પ્રાચીન કાળથી તે અત્યાર સુધીના આપણા દેશના ઇતિહાસમાંના આગળ પડતા બે મુદ્દા તરફ

તમારૂં ધ્યાન ખેંચવા માગું છું.

એમાંનો પહેલો મુદ્દો આ પ્રમાણે છે. વેદના સમયથી તે અત્યાર સુધી આખા હિંદુસ્તાન પર હકુમત ભોગવતા રાજાના અથવા શહેનશાહના રાજ્ય તળે સંયુક્ત પ્રજા તરીકે થઇ રહેવાને હિંદુસ્તાનના લોકો મથતા હતા. ઇસુ ખ્રિસ્ત પહેલાં ૩૦ વર્ષ ઉપર બૌદ્ધપંથી શહેનશાહ અશોકનો અમલ દેશ પર પ્રવર્તતો હતો તે દરમ્યાન થોડા વખત સુધી હિંદી સામ્રાજ્યની એ આકાંક્ષા ફલીભૂત થઈ હતી. પરંતુ એના રાજ્ય પછી એ સામ્રાજ્ય ઘણા વખત સુધી ટકી શક્યું નહિ. એ દરમ્યાન એક બીજાની સાથે માંહોમાંહે લડાઇ થયાથી એ સામ્રાજ્યના જુદા જુદા વિભાગ પડી ગયા. હિંદુ ધર્મના પહેલા ધર્મગુરુ મહાન્ શ્રી શંકરાચાર્યે હિંદુસ્તાનમાંથી બૌદ્ધપંથ નાબૂદ કરી નાખી હિંદુ ધર્મ ફરીથી સ્થાપીને હિંદુસ્તાનની પ્રજાને ધર્મની બાબતમાં સંયુક્ત પ્રજા બનાવી હતી તેવી જ રીતે, રાજ્ય પ્રકરણની બાબતમાં પણ એક જ શહેનશાહ તેના પર રાજ્ય કરે એવી શહેનશાહત બનાવવાની તેની કુદરતી અને ઘણી જ યોગ્ય અભિલાષા હતી. શ્રી શંકરાચાર્યનું રાજ્યપ્રકરણી બાબતનું એ સ્વપ્ન તેની પોતાની હયાતીમાં તેમ જ તેના અવસાન પછી ઘણાં વર્ષો સુધી ફળ્યું નહિ. એ પછી હિંદુસ્તાનમાં મુગલો આવ્યા, અને તેમણે પોતાની શહેનશાહત સ્થાપી. પરંતુ તેઓ રાજ્યપ્રકરણી બાબતમાં લોકોને એક પ્રજા સમાન બનાવી શકવા પહેલાં તો તેમની શહેનશાહત પડી ભાંગી. મુગલ રાજ્ય પછી અંગ્રેજી રાજ્ય સ્થપાયુ. આજ સુધી હિંદુસ્તાનના જુદા જુદા ભાગોને, તેની ઘણી ન્યાતોને, તેની જુદી જુદી જાતોને, તથા તેના જુદા જુદા પંથોને રાજકીય બાબતમાં એક પ્રજા રૂપે ઘડવામાં તે રોકાયેલું હતું. પોતાની ઉપર રાજ્ય કરવાને માટે લોકોને સત્તાનો પહેલો કાયદો આપતા પહેલાં રાજકીય એકાકાર એટલે કે જમાવટ કરવાની આ વિધિની જરૂર હતી.

આ નવો યુગ આવતાં તથા સ્વરાજ્યને માટે સુધારાની શરૂઆત કરતાં આટલાં બધાં વર્ષો કેમ લાગ્યાં તે પ્રશ્નનો ઉત્તર ઉપલી ખરી

હકીકતથી આપી શકાય છે.

એ જ સવાલના જવાબ તરીકે બીજી હકીકત છે તે આ પ્રમાણે છે:—

હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યસત્તા પહેલવહેલી સ્થપાઈ ત્યારે પ્રથમ તો વ્યવસ્થા, સુલેહ શાંતિ, અને જીંદગીની તથા માલમિલક્તની સલામતી લોકોને બક્ષવાનું કામ તેણે કરવાનું હતું. લાંબા વખતથી ચાલતી આવેલી પરદેશી ચઢાઇઓથી, તથા દેશમાં જુદાં જુદાં નાનાં નાનાં રાજ્યો સ્થપાતાં તેના ભાગ પડી જઈ તેવાં રાજ્યો વચ્ચે અંદર અંદરનો કુસંપ વધી પડયો હતો તેથી લોકોનાં મન નબળાં પડી ગયાં હતાં એટલું જ નહિ, પણ ગભરાટને લીધે તળે ઉપર થઈ રહ્યાં હતાં. હિંદુસ્તાનના છૂટા છૂટા પડી ગયેલા અને કોઈ પણ જાતની વ્યવસ્થા વગરના લોકોને પરસ્પર વિશ્વાસ અને હિમ્મત રાખવાને શીખવવાનું, તથા તેમનામાં એકતાની ભાવના ખીલવવાનું કામ અંગ્રેજ સરકારે કરવાનું હતું. ઠરાવેલા કાયદાથી લોકો પર હકુમત ચલાવીને તેમના હક્કનું અને લાભનું રક્ષણ તેમણે કરવાનું હતું. તેથી સરકારે સંપ, વ્યવસ્થા, શાંતિ અને સલામતી જાળવવાનું પોતાનું આરંભનું કાર્ય શરૂ કર્યું. લોકોના વિચારો અને તેમની બુદ્ધિ જાગૃત કરવાને માટે સરકારે વિદ્યાશાળાઓ, મહાવિદ્યાલયો, અને શારદાપીઠો સ્થાપી. કાયદાકાનુનોથી રાજ્ય કરવાનાં, સ્વતંત્રતાનાં, દરેક માણસના હક્કનાં, જાહેર જીવનનાં અને સામાજિક ભાવનાનાં અંગ્રેજોનાં ગણાતાં જીવનબળ અને તત્ત્વો સરકારે મોકળાં મુકી દીધાં.

આ બધાં વર્ષો દરમ્યાન થયેલાં કાર્યનું પરિણામ એ આવ્યું છે કે, અંગ્રેજ સરકારે પોતાનાં કાર્યોથી "નવું હિંદુસ્તાન" સૃજાવ્યું છે. આગળના વખતના જીવન કરતાં વધારે સંપૂર્ણતાવાળા જીવનની માગણી કરનારૂં, અને પોતાની પ્રાચીન સંસ્કૃતિમાં જે કંઈ સારૂં હતું તેનાથી તથા આ બધાં વર્ષો દરમ્યાન અંગ્રેજ સરકારે જે નવો જુસ્સો ઉત્પન્ન કર્યો છે તે નવા જુસ્સાથી કાયદાના, સ્વતંત્રતાના અને સ્વરાજ્યના સિદ્ધાંતે પોતાની ઉપર રાજ્ય ચલાવવા માટેના હક્કનો દાવો કરનારૂં

"નવું હિંદુસ્તાન" તેમણે ઉપજાવ્યું છે. આ નવો યુગ, આ નવા સુધારા, તથા અંગ્રેજી શહેનશાહતના એક ભાગ અને ભાગીદાર તરીકે હિંદુસ્તાનના લોકોને માટે સંપૂર્ણ સ્વરાજ્યના આદર્શની દિશામાં ખરેખરૂં પગલું ભરાવનારા આ સુધારા જાહેર કરનારો આ નવો કાયદો એ જુસ્સાનું નૈસર્ગિક પરિણામ છે, અને તેથી એ સરકારના આપણે ઋણી છીએ.

આટલું કહ્યા પછી હિંદુસ્તાનના રાજ્યવહીવટના જે સુધારાઓ આવતા નવેંબર માસથી અમલમાં મુકવામાં આવશે તે સુધારાના સામાન્ય આશય અને હેતુ વિષે બે બોલ બોલીશ.

પ્રથમ તો, એ સુધારાઓ અંગ્રેજી સામ્રાજ્યના અતૂટ ભાગ તરીકે હિંદુસ્તાનના સ્વરાજ્યની શરૂઆત સૂચવે છે.

બીજું, આ શરૂઆત કરતાં એ સુધારાઓ ચોખ્ખે ચોખ્ખું જાહેર કરે છે કે, જે સ્વરાજયની ધારણા રાખવામાં આવી છે તે સ્વરાજ્યમાં **લોકોએ** રાજ્યકારભાર ચલાવવાનો છે. 'લોક' શબ્દનો અર્થ કોઇ પણ ખાસ ન્યાત, પંથ, વર્ણ અથવા પદવી નહિ પણ બધી ન્યાતના, બધા પંથના, બધી પદવીના અને બધા વર્ણના પ્રતિનિધિવાળા લોકો છે. એમાં ગામડીઆઓનો, રૈયતનો, રોજીથી કમાતા શહેરના મજુરોનો, અને અંત્યજોનો સમાવેશ થાય છે.

એનો શો અર્થ છે અને હિંદુસ્તાનને તેથી કેટલો લાભ છે તેનો જરા વિચાર કરો. કોઈ પણ અમલદાર ગમે તેવો સારા ઇરાદાવાળો હોય તો પણ નિરંકુશ જુલમી રાજા તરીકે તેના તુરંગથી અને ફાંટાથી હિંદુસ્તાનનો રાજ્યકારભાર હવે પછીથી થવાનો નથી. તેમ જ અધિકાર ભોગવતી કોઈ ન્યાતજાતથી આપણો રાજ્યવહીવટ હવે ચાલવાનો નથી. પરંતુ હિંદુસ્તાનનો રાજ્યવહીવટ ચલાવવાની સત્તા હિંદુસ્તાનના લોકો એટલે કે તેની વસતિના મોટા જથ્થા પાસે રહેવાની છે. પોતાની જનસમાજને માટે લોકનિયુક્ત લોકોનાં સંપૂર્ણ સ્વરાજ્યને આદર્શ તરીકે રાખીને હિંદુસ્તાન પોતાની ઉજળી કારકીર્દિમાં આ સુધારાથી આગળ વધતું થશે. એ પહેલું પગથીઉં છે. તે શરૂઆત છે; શરૂઆત સારી રીતે

કરવામાં આવે અને લોકો આ પ્રથમ પગલું બરાબર ભરે તો એ પછીનાં બીજાં પગલાં ભરવાં સહેલાં છે. કહેવત છે કે, " આરંભ સારી રીતે થાય છે તો કામ અર્ધું થઈ ગયેલું ગણાય છે. "

---

## પ્રકરણ બીજું.

## પહેલું પગલું.

પાછલા પ્રકરણમાં મેં કહ્યું છે કે, બ્રિટિશ હિંદુસ્તાનના લોકોને પોતાની ઉપર હકુમત ચલાવવાને માટે જે સુધારાએ સત્તા આપી છે તે સુધારા અંગ્રેજી સામ્રાજ્યની અંદર રહીને સ્વરાજ્યના આદર્શને પહોંચવા માટેના પ્રથમના સંગીન પગલાનો આરંભ છે.

એથી કુદરતી રીતે કેટલાક પ્રશ્ન ઉઠે છે. તે પ્રશ્નો એ છે કે, બ્રિટિશ પાર્લામેંટે તથા મલીક મુઆઝમ બાદશાહ સલામતે સ્વરાજ્યની સત્તાનું માત્ર પહેલું જ પગથીઉં કેમ આપ્યું ? હાલમાં જ તેમણે સંપૂર્ણ સ્વરાજ્ય શા માટે ન આપ્યું ? આપણે સંપૂર્ણ સ્વરાજ્ય તરફ પગલે પગલે જવું જોઇએ, પણ એક કૂદકાથી નહિ એમ તેઓ શા માટે કહેતા હશે ?

આ પ્રશ્નોના ઉત્તર વાળવા એ જરૂરનું છે. કારણકે, આ દેશના રાજ્યકારભારમાં સુધારાએ ભરેલા સ્વરાજ્ય પ્રત્યેના પહેલા પગલાથી હિંદુસ્તાનને જે લાભ થયો છે તે તમે એથી સ્પષ્ટરીતે જોવાને શક્તિવાન થશો.

પ્રશ્નોના ઉત્તર વાળતાં મારે તમને કહેવું જોઇએ કે, એ સુધારા "રાજ્યબંધારણના સુધારા" છે, ને એ વાત તમારે યાદ રાખવાની છે.

'રાજ્યબંધારણના સુધારા' એટલે શું ?

સરકારના રાજ્યબંધારણમાં વધારે સારા પાયા પર સુધારો અથવા ફેરફાર દાખલ કરવો તેનું નામ "રાજ્યબંધારણનો સુધારો."

"બંધારણ" એટલે જે જુદા જુદા ભાગોથી વસ્તુ બનેલી હોય છે

તે જુદા જુદા ભાગોને એક બીજાની સાથે બાંધવા અથવા જોડવા. બંધારણનો સૌથી સાદો અને જાણીતો દાખલો મનુષ્યનું શરીર છે. મનુષ્યદેહ જુદા જુદા અવયવોથી બનેલો છે. એ અવયવો તેના ભાગ છે. એ બધા ભાગો એકબીજાની સાથે એવી રીતે જોડાયેલા છે કે, તેથી આખું શરીર બને છે. એને શરીર અથવા મનુષ્યનો બાંધો કહે છે. જુદા જુદા અવયવો એક સંપથી કાર્ય કરે છે અને તેથી તંદુરસ્તી જળવાય છે તથા તેને બળ મળે છે. તેઓ એ પ્રમાણે કાર્ય નથી કરતા તો શરીર રોગી થાય છે અને માણસ મરી જાય છે.

બચપણથી જુવાની સુધી અને જુવાનીથી પાકટ ઉમ્મર સુધી શરીર કેવી રીતે વધે છે તે પણ ધ્યાનમાં રાખશો. તે એકદમ વધતું નથી. નાનું બાળક વધીને મોટા માણસની પંક્તિમાં આવે છે ત્યાં સુધીમાં તેનું શરીર પગલે પગલે, ધીમે **ધીમે**, ધીરે **ધીરે**, ચૂપકીથી અને શાંતિથી વધતું જાય છે. આ પ્રમાણે શરીરમાં જે ફેરફારો થાય છે તે મનુષ્યના **બંધારણના** ફેરફારો કહેવાય છે; કારણ કે, જુદાં જુદાં અંગો એક સાથે કાર્ય કરે અને પૂરેપૂરાં વધી માણસની પંક્તિમાં આવે એવી રીતે પગલે પગલે એ ફેરફારો થતા હોવાને લીધે તેઓ એ અંગોને સાથે સાથે કરીકામ જોડી અથવા બાંધી રાખે છે. તેટલા માટે આ મનુષ્યના શરીરમાં થતા બંધારણના ફેરફાર અથવા સુધારા છે. તે ક્રમથી અને સલાહ શાંતિથી અથવા ઉપદ્રવ વિના થાય છે.

એ "બંધારણ" શબ્દ રાજ્યની સરકારને લગાડવામાં આવે છે; કારણ કે રાજ્યની સરકાર મનુષ્યના દેહ અથવા બાંધા જેવી છે. દેશનો વહીવટ ચલાવવાને માટે નીમાયેલા અમલદારોનો સમૂહ, તે રાજ્યની સરકાર. અમલદારો તેના જુદા જુદા અવયવો છે ને તેઓ બધા મળીને તે રાજ્યને નામે ઓળખાતું શરીર બને છે. રાજ્યની પદ્ધતિમાંના ફેરફારો સંગીન, કાયમના તથા લોકોના કલ્યાણને માટે નીવડે તે સારૂ તેઓ મનુષ્યના શરીરની એટલે કે તેના બાંધાની વૃદ્ધિ જેવા હોવા જોઇએ.

તેટલા માટે જ એવી કહેવત પડી છે કે, દેશના સારા વહીવટ માટે

"બંધારણ બનાવવામાં આવતાં નથી, પણ તેઓ આપોઆપ વૃદ્ધિ પામે છે." સારા અને પ્રગતિવાળા રાજ્યના બંધારણમાં એકાએક ફેરફાર થતો નથી, પરંતુ તે બંધારણ પગલે પગલે વિચારપૂર્વક ફરતું જાય છે ને વધે છે. એ મત હિંદુસ્તાનમાં ઘણા પ્રાચીન કાળથી જાણીતો છે. તે સમયથી હિંદુસ્તાનમાં રાજ્યકારભારના શાસ્ત્રને તથા તેની કલાને "રાજનીતિશાસ્ત્ર" કહેવામાં આવે છે. એનો અર્થ "રાજ્યની રાજકીય વૃદ્ધિનો કાયદો" એ પ્રમાણે થાય છે. 'નીતિશાસ્ત્ર' એ શબ્દ બહુ અગત્યનો છે. એનો શબ્દાર્થ આ પ્રમાણે છેઃ—

"રાજકીય વૃદ્ધિને માટે પહેલનો કાયદો." 'નીતિ'નો અર્થ 'રાજ્યશાસનવિદ્યા' એવો થાય છે, ને તે 'નીત' એટલે કે 'દોરાયેલો' અથવા 'પહેલ કરેલી' એ શબ્દ ઉપરથી ઉતરી આવ્યો છે. તેટલા માટે 'નીતિશાસ્ત્ર'નો અર્થ 'રાજકીય વૃદ્ધિ તરફ દોરી લઇ જનારો અથવા પહેલ કરનારો કાયદો' એવો થાય છે. હવે, 'દોરી લઈ જનારો' અથવા 'પહેલ કરનારો' એ વાકયને ધ્યાનમાં રાખો. 'દોરવું' એ કંઈ 'હાંકવું' નથી, પણ 'પગલે પગલે વધવું' છે. કહેતી ચાલે છે તે પ્રમાણે, આદર્શ સુધી જે પહોંચાડે છે તે દોરનારૂં છે પણ હાંકનારૂં નથી." તે જ પ્રમાણે જે બંધારણ વધે છે તે એક પછી એક ક્રમથી ધીમે ધીમે આગળ ચાલે છે. તે એકદમ અને એક ઠેકડાથી વધે તો તે ઝાઝો કાળ ચાલે નહિ, પણ અકાળ વૃદ્ધિને લીધે તેનું મૃત્યુ થાય. ઘણા કાળ સુધી ચાલે એવું ટકાઉ અને સંગીન બંધારણ થાય તે માટે તેની વૃદ્ધિ મનુષ્યના શરીરની વૃદ્ધિના જેવી હોવી જોઇએ.

હિંદુસ્તાનમાં આપણા શાણા વડવાઓ સારી રીતે સમજયા હતા કે, બંધારણમાંના સુધારાની વૃદ્ધિ કલ્યાણકારી અને ટકાઉ નીવડવાને માટે ઉતાવળે નહિ પણ ધીમે ધીમે થવી જોઇએ. એટલા માટે તેમણે બંધારણવાળા રાજ્યને સંસ્થા, શિરસ્થ, મામુલ, રાજનીતિ, એવાં જુદાં જુદાં નામો આપ્યાં હતાં. 'સંસ્થા'નો અર્થ 'સ્થાયી, સ્થાપિત રાજ્યપદ્ધતિ' છે. મજબૂત રીતે સજડ કરેલી અને ફેરવી શકાય નહિ એવી

વસ્તુના અર્થ જેવો 'સ્થાયી'નો અર્થ કરવાનો નથી, પણ 'ટકાઉ'ના અર્થમાં 'સ્થાયી' શબ્દ વાપરવાનો છે; એટલે કે વખતના ફેરફારની સાથે થવા જોઇતા ક્રમિક ફેરફારોને બંધબેસતી કરી શકાય એવી રાજ્યપદ્ધતિ એવો અર્થ લેવાનો છે. સંસ્થા નામની રાજ્યપદ્ધતિ "મૂળમાંથી વધીને ક્રમે ક્રમે વિકાસ પામે છે" ત્યારે તે સ્થાયી થાય છે. તેટલા માટે તે શિરસ્તો એટલે રિવાજ કહેવાય છે. મહાન્ શિવાજીએ પોતાનું મહારાષ્ટ્રનું સામ્રાજ્ય સ્થાપ્યું ત્યારે પોતાના વિચાર પ્રમાણે તેણે પોતાના રાજ્યને માટે રાજકીય બંધારણ બાંધ્યું, અને તેને 'શિરસ્તો' એટલે કે 'પગલે પગલે વધવા પામે એવા ઇરાદાથી શિરસ્તાના પ્રમાણ ઉપર રચવામાં આવેલું, પણ કોઇ પણ પ્રકારના ભારે ફેરફાર વિના બદલી નાખેલું બંધારણ' કહ્યું.

અંગ્રેજી રાજ્યનું બંધારણ પણ આવી જ રીતે ધીમા ધીમા વિકાસની પદ્ધતિએ વધવા પામ્યું છે. તેણે લોકપ્રિય રાજ્યવહીવટની દિશામાં કરેલા ફેરફારો કદિ પણ એકાએક થયા ન હતા, કદિ પણ ઉતાવળા ન હતા; પરંતુ હિંદુસ્તાનમાં આપણે કહેવું જોઇએ તેમ તે 'નીતિ' હતી: એટલે કે પગલે પગલે દોરવણી કરવામાં આવી છે, ગાઉએ ગાઉએ કૂદામણી કરવામાં આવી નથી. એ જ રીતે સંપૂર્ણ સ્વરાજ્યના આદર્શે સહીસલામતીથી, બીનજોખમે અને લાભ થાય એવી રીતે પહોંચી શકાયું છે. સ્વરાજ્યના પક્ષની અને માણસ જાતના હક્કની તથા તેની સ્વતંત્રતાના પક્ષની જબરી હિમાયત કરનારો ગ્લૅડસ્ટનથી મોટો બીજો કોઈ માણસ ઇંગ્લાંડમાં થયો નથી. તેનો પણ એવો જ સંગીન અભિપ્રાય હતો. 'ગ્લૅડ્સ્ટનનું જીવનચરિત્ર' એ નામના પુસ્તકમાં લૉર્ડ મોર્લી આપણને કહે છે કે, એ મહાન્ રાજનીતિજ્ઞ પુરુષ હંમેશાં એમ માનતો હતો કે, રાજ્યપ્રકરણી વિષયોમાં **જે કંઈ તમે કરી શકો તે કરવાને માટે**, નહિ કે તમારે જે જોઇતું હોય તે કરવાને માટે, તમારે તૈયાર થવું જોઇએ, અને વિષયની પસંદગી કરવામાં જેટલા ડહાપણની જરૂર છે તેટલું જ ડહાપણ વખતની અને પ્રસંગની પસંદગી કરવામાં જરૂરનું

છે. **"જરા પણ આગળ વધાય તો તેટલાથી હંમેશાં સંતોષ માની લેજો અને તે વધારાને પણ લેવા યોગ્ય લાભ તરીકે માની લેજો."** એવો માર્કસ ઑરિલિયસનો ઉપદેશ તેણે પાળ્યો હતો.

ગ્લૅડ્સ્ટને આપેલી આ સલાહ ઇંગ્લાંડમાંના લોકપ્રિય રાજ્યકારભારની વૃદ્ધિના ઇતિહાસથી સંગીન જણાઇ છે; તે જ પ્રમાણે હું ઉપર બતાવી ગયો તેમ, આપણા હિંદુસ્તાનના પૂર્વજોના ડહાપણથી પણ સંગીન જણાઇ છે; એટલે બ્રિટિશ પાર્લામેંટે સુધારાનો કાયદો ઘડયો તેના ઉપભોગમાં પણ તે સલાહ આપણને માર્ગદર્શક રહેવી જોઇએ, કારણકે ગ્લૅડ્સ્ટન પોતે હિંદુસ્તાન તરફ તથા તેની રૈયત તરફ હંમેશાં મિત્રભાવવાળો અને તેમની દાઝ જાણવાવાળો હતો અને કહેતો કે, હિંદુસ્તાન ઉપર કોણે રાજ્ય ચલાવવું તે પ્રશ્નનું નિરાકરણ કરવાનું હિંદુસ્તાનના લોકોને માથે જ છે.

મારા પ્રિય વાચક, આ મુદ્દો તારા ધ્યાન પર ઠસાવવા માગું છું તેનું કારણ એ છે કે, સુધારાઓ જેટલે દરજ્જે જવા જોઇતા હતા તેટલે દરજ્જે ગયેલા નથી તથા આપણે જે સર્વ માગતા હતા તે સર્વ આપણને તેનાથી મળતું નથી અને આપણને આપ્યું છે તે કરતાં વધારે આપવું જોઇતું હતું એવું કહેનારા લોકો પણ હિંદુસ્તાનમાં જોવામાં આવે છે. તેઓ કહે છે કે, હિંદુસ્તાનના લોકો સંપૂર્ણ સ્વરાજ્યને માટે લાયક થયેલા છે.

હવે, એ દલીલને હું માન આપું છું એમ પ્રથમ કહીને એ દલીલનો રદિયો આપવા માગું છું. હું તેને માન આપું છું; કારણ કે, કોઇ પણ હક્ક મેળવવાને માટે તમે મથન કરો છો ત્યારે, આખો રોટલો મળવાની માગણી કરવામાં ન આવે તો તેમાંનો અર્ધો રોટલો પણ ન મળે એ નિયમે, તમે મનુષ્યની પ્રકૃતિ પ્રમાણે જ દલીલ કરો છો કે, તમામ હક્ક તમને એકદમ જ મળવા જોઇએ. પરંતુ આખા રોટલાની માગણી કરવી અને તે એકદમ પચાવવાની લાયકી બતાવવી એ એક વાત છે, અને જે મળ્યું હોય તેને દઢ તથા સંગીન કસરતથી અને

બરાબર ચાવીને પચાવવું અને વધારે પચાવવાની તાકાત સાબીત કરી આપીને વધારે મળવાની માગણી કરવી એ વળી જુદી જ વાત છે. રાજ્યકારભારના જોખમદાર કામને આપણા જીવનનો એ કાયદો લાગુ પાડો. સલાહશાંતિ, વ્યવસ્થા અને સ્વતંત્રતા જાળવવાની નેમથી બીજા ઉપર અધિકાર ભોગવવો એનું નામ રાજ્યકારભાર. અનુભવથી, મહાવરાથી અને વખતના વહેવાથી ક્રમે ક્રમે ડહાપણ મળ્યું હોય છે ત્યારે બીજા ઉપરના અમલનો ભોગવટો હિતાવહ થાય છે.

બીજાની ઉપર અમલ ચલાવવાની વાત તો જવા દો; પણ પોતાની જાતને જ કાબુમાં રાખવાનું કામ માણસને કેટલું મુશ્કેલ થઈ પડે છે? ભગવદ્ગીતાને આપણે હિંદુઓ આપણા ધર્મપુસ્તક તરીકે પૂજીએ છીએ એટલું જ નહિ, પણ પરદેશના ઘણા મોટા અને વિદ્વાન માણસોએ પણ મનુષ્યપ્રકૃતિ વિષેની તેમાંની સૂક્ષ્મ દૃષ્ટિને માટે તેની પ્રશંસા કરી છે. તો આ ગ્રંથ આ બાબત સંબંધે આપણને શું કહે છે? તે એવો બોધ આપે છે કે, દરેક માણસે પોતાની જાત ઉપર અમલ ચલાવવાને પ્રથમ લાયક બનીને તે પછી બીજા પ્રત્યેનું પોતાનું યોગ્ય અને નિઃસ્વાર્થ કર્તવ્ય બજાવવાને માટે લાયક થવું જોઈએ; પોતાની જાત ઉપર હકુમત ચલાવવાને યોગ્ય થવાને માટે તેણે સ્વરાજ્ય એટલે કે પોતાના ઉપરનું રાજ્ય ધીરે ધીરે, ક્રમે ક્રમે, ઉપરા ઉપરી તાલીમથી, તથા મહેનતથી ચલાવવું જોઈએ, પણ ઉતાવળા ઠેકડા મારીને ચલાવવું જોઈએ નહિ. એનું નામ તે **લાયકાત**, એવું ગીતામાં કહ્યું છે. મરાઠા લોકોના યોગ્ય રીતે ગણાતા પિતા શ્રી જ્ઞાનેશ્વરનાં વચનો લઈએ તો "પોતાની જાત પર અથવા બીજા પર સત્તા ચલાવવાને માટે જે કંઇ માણસને સંપૂર્ણ રીતે યોગ્ય બનાવે છે તે આ પ્રમાણે છે. ગમે તે કામ કરવાનું પોતાને ભાગે આવે તે કામ અને તેથી વધારે કામ કરવાને માટે પોતે લાયક છે એમ માનીને તે એ કામમાં વિશ્વાસથી મશગુલ બનીને કરવા મંડી પડે છે. એવું બને છે ત્યારે જ, તેણે જે કામ આરંભ્યું હોય તેનું સારૂં ફળ મળે છે, ને તેને માટે પોતે યોગ્ય છે એમ સાબીત થાય છે.

"લૉર્ડ મોર્લીએ લખેલા ગ્લૅડ્સ્ટનના જીવનચરિત્રમાંથી ઉપર કહેવામાં આવેલા ફકરામાં ગ્લૅડ્સ્ટને જે સલાહ આપી છે તેના જેવો જ આ બોધ નથી શું ?

ત્યારે એમ ન કહેશો કે, નવા સુધારાઓ સંપૂર્ણ સ્વરાજ્ય માટેનું માત્ર પહેલું પગથીઉં છે. તે એક જ ગંજીની અંદર ખડકી દીધેલા બધા પૂળાઓ નથી, ને તેટલા માટે તેઓ અગત્યના નથી, તથા નિરાશાજનક અને અસંતોષકારક છે. સઘળા મોટા મોટા પ્રયાસોમાં, તેમાં એ ખાસ કરીને પ્રજાની રાજકીય વૃદ્ધિના સંબંધમાં, પહેલું પગલું બહુ જ અગત્યનું છે; કારણકે પહેલું પગલું સારી રીતે, વફાદારીથી અને આનંદથી ભર્યાથી જ પ્રગતિનું સારૂં અથવા માઠું, જીતનું કે હારનું, ભાવી નક્કી થાય છે. આથી માત્ર નાશકારક ટીકા કરીને જ નહિ પણ ખુશીથી ધીરે ધીરે પ્રયત્ન કરીને, સહકારથી કામ કરીને, એક બીજા પર વિશ્વાસ રાખીને અને રચનાત્મક કામ કરીને આ પહેલા પગથીઆનો સારામાં સારો ઉપયોગ કરીને જ આપણે આ સુધારાનો આદર્શ, સંપૂર્ણ સ્વરાજ્ય, સહેલાઈથી અને વધારે ઝડપથી સાધી શકીશું. એમાંના બધા સદ્‌ગુણો સ્વર્ગસ્થ ગોપાળ કૃષ્ણ ગોખલેએ પોતાના ઉમદા જીવનના અને દૃષ્ટાંતના કીમતી વારસા તરીકે આપણને આપેલા છે. અત્યાર સુધી આપણે હિંદુસ્તાનના લોકોએ સરકારના માત્ર ટીકાકાર તરીકે રહેવાનું હતું. હવે, રાજ્યકારભારની જવાબદારીનો બોજો ઉપાડવાની શરૂઆત કરવાને આપણે શક્તિમાન થયા છીએ. જે જોખમદારી અને સત્તા આપણે માથે નાખવામાં આવી છે તેનો પહેલવહેલો બોજો આપણને એટલો બધો બંધબેસતો તથા માફક આવે છે, અને જેમ જેમ વર્ષ ઉપર વર્ષો વીતશે તથા વખતના વહેવાની સાથે આપણે અનુભવ જેમ જેમ પરિપકવ થતો જશે તેમ તેમ વધારે બોજો ઉપાડવાની તાકાત પણ આપણામાં આવતી જાય છે, એમ આપણે બતાવી આપવાનું છે.

---

# પ્રકરણ ત્રીજું.

## ઉત્ક્રાંતિ.

આગલાં બે પ્રકરણોમાં સુધારાની સામાન્ય ઉપયોગિતા બતાવવાનો મેં પ્રયત્ન કર્યો છે. અત્યાર પહેલાં તે શા માટે દાખલ કરવામાં નહોતા આવ્યા તે વિષે મેં ખુલાસો આપ્યો છે. હિંદુસ્તાનને માટે સ્વરાજ્યના આદર્શને સારૂ પહેલા પગલા તરીકે તેની મહાન્ કીમત સમજવાની આપણા બધાની ફરજ થઇ પડી છે તો તેઓ કેવી રીતે અને શા માટે એટલા બધા અગત્યના છે તે પણ મેં વર્ણવ્યું છે. હિંદુસ્તાનમાં ભવિષ્યના સ્વરાજ્યને માટે નવા સુધારાને નિર્માલ્ય જેવા ગણવાને બદલે એકસંપથી અને નીમકહલાલીથી તે પ્રમાણે કામ કરવામાં આપણી કેટલી ફરજ રહેલી છે તે પણ મેં બતાવ્યું છે. મારા વહાલા વાંચક, હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો અમલ શરૂ થયો ત્યારથી તે અત્યાર સુધીના રાજ્યવહીવટના ઉત્તરોત્તર ક્રમનું અનિવાર્ય પરિણામ તે આ સુધારાઓ છે: તે કેવી રીતે એ બતાવવાને હું આગળ ચાલું તેને અનુસરવાને હવે તમે તૈયાર થયા છો એમ હું ધારૂં છું. હું તેને હાલના સુધારાની ઉત્ક્રાંતિનો ઇતિહાસ કહું છું. તેના ખરેખરા ગુણ અને લાભ સમજવાને તથા તેની કદર કરવાને માટે એ ઇતિહાસ ઘણો કીમતી છે. સુધારો દાખલ થાય છે ત્યારે તે અકસ્માત્ દાખલ થતો નથી. પૂર્વ સમયના ફળ કે પરિણામ સહિત તે આવે છે. તેનાં મૂળીઆં ભૂતકાળમાં રહેલાં હોય છે. ભૂતકાળમાંથી વર્તમાનકાળમાં અવાય છે, એ ભૂતકાળ વર્તમાનકાળની સાથે એકાકાર થઈ જાય છે, અને વર્તમાનકાળમાંથી ભવિષ્યકાળ બને છે. સંપૂર્ણ સ્વરાજ્ય તરફની પ્રગતિનો તે મૂગો કાયદો છે.

આ સુધારાના મૂળને માટે, સને ૧૮૫૮ સુધી કંપની સરકારે (ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ) હિંદુસ્તાન પર રાજ્ય ચલાવ્યું હતું તે સમય સુધી આપણે પાછા જવું જોઇએ. એ સમય દરમ્યાન હિંદુસ્તાનના લોકોને માટે સ્વરાજ્યનાં બી વવાયાં હતાં. કાયદાની નજરે બધાં માણસો

એક સરખાં છે એવા ધોરણે સ્વરાજ્ય મૂળથી સ્થપાય નહિ ત્યાં સુધી સ્વરાજ્ય હોય જ નહિ. રાજ્યની 'શાસન (રેગ્યુલેશન) પદ્ધતિ'ને નામે ઓળખાતા લૉર્ડ કૉર્નવૉલિસના રાજ્યબંધારણે લોકોને "સમાન કાયદાની સલામતી"નો મૂળ આધાર આપ્યો. ગયા ડીસેંબર માસના શાહી ઢંઢેરામાં મલીક મુઆઝમ શહેનશાહે જાહેર કર્યું હતું તેમ "૧૭૭૩ના અને ૧૭૮૪ના કાયદા મુજબ માનવંત કંપની સરકારના અમલ નીચે રાજ્યવહીવટની અને ન્યાય સ્થાપવાની નિયમિત પદ્ધતિની ગોઠવણ કરવામાં આવી હતી. ૧૮૩૩ના કાયદાથી હિંદુસ્તાનના વતનીઓને માટે જાહેર સરકારી નોકરીનાં દ્વાર ઉઘડયાં."

સ્વરાજ્ય માટેની તૈયારીનો એ પહેલો હપ્તો હતો. બીજો હપ્તો ૧૮૫૮માં 'ઇસ્ટ ઇંડિયા કંપની' બંધ કરવામાં આવી અને ઇંગ્લાંડની સરકારે આપણા દેશનો વહીવટ સીધો પોતાને હસ્તક લીધો ત્યારે શરૂ થયો. તે વખતે રાણી વિકટોરિયાનું રાજ્ય હતું. તેણે શાહી ઢંઢેરો બહાર પાડયો હતો. એ ઢંઢેરાને હિંદુસ્તાનના લોકોના હક્કનું અને તેમની સ્વતંત્રતાનું મહાન્ હક્કપત્રક ગણવામાં આવે છે. ૧૮૫૮ સુધી વહીવટી સરકાર કાયદા ઘડતી હતી. ઇંગ્લાંડની શહેનશાહતના હાથમાં વહીવટ ગયો તે પછી કાયદા ઘડનારી ધારાસભા સ્થાપવામાં આવી અને તે સભામાં કાયદા ઘડવાને માટે લોકોના પ્રતિનિધિઓ તરીકે થોડાએક હિંદવાસીઓને સરકારે નીમ્યા. એ સભા ૧૮૬૧માં પહેલીવાર ઉઘાડવામાં આવી ત્યારે સ્પષ્ટ રીતે જાહેર કરવામાં આવ્યું હતું તે પ્રમાણે કેટલાંક વર્ષો પછી લોકો પોતે પોતાના પ્રતિનિધિ ચુંટી કાઢે એ હેતુથી સરકારે હિંદુસ્તાનના લોકોના પ્રતિનિધિ રૂપે ધારાસભાના સભાસદ તરીકે થોડા હિંદવાસીઓને કાયદા ઘડવાને માટે નીમ્યા હતા. આ પ્રમાણે ૧૮૯૨ સુધી ત્રીસ વર્ષ ચાલ્યું.

સને ૧૮૯૨માં ત્રીજો હપ્તો શરૂ થયો. ધારાસભા મોટી કરવામાં આવી. એ સભાના સભાસદોની સંખ્યા વધારવામાં આવી. વ્યાપારી મંડળ, શારદાપીઠ, જમીનદારો, શહેરસુધરાઈ, અને ગામપંચાયત જેવી

કેટલીએક સંસ્થાઓને, ધારાસભામાં બિન અમલદારી વર્ગના માણસોની સરકારે કરવાની નીમણુક કરવાને માટે ભલામણ કરવાનો હક્ક આપ્યો. આ પ્રમાણે સભાની અંદર પરોક્ષ ચુંટણીનો હક્ક પહેલી જ વાર આપવામાં આવ્યો. ધારાસભાના સભ્યોને રાજ્યવહીવટ સંબંધી સવાલો પૂછવાની અને સરકાર પાસેથી તેના જવાબ મેળવવાની છૂટ આપવામાં આવી. ઉપજખર્ચના અંદાજપત્ર ઉપર વાદવિવાદ ચલાવવા દેવામાં આવ્યો.

૧૯૦૯ સુધી એ પ્રમાણે ચાલ્યું, એટલે તે પછી જેને આપણે 'મોર્લી-મિંટોના સુધારા' કહીએ છીએ તે સમય અથવા હપ્તો આવ્યો. હિંદુસ્તાનની સરકારના સભાસદ તરીકે હિંદીની નીમણુકથી અને દરેક પ્રાંતિક સરકારના સભાસદ તરીકે એક હિંદીની નીમણુકથી એ સુધારા શરૂ થયા. ધારાસભામાં વાસ્તવિક અને મક્કમ પદ્ધતિએ ચુંટાયેલા સભાસદોને નીમવામાં આવ્યા. ગવર્નર જનરલની ધારાસભા વિસ્તારીને ૬૦ સભાસદોવાળી બનાવી. એમાં અમલદાર વર્ગમાંના સભ્યો ૨૮થી વધારે હોઈ શકે નહિ. સભામાં સરકારી રીતે નીમાવાના પ્રતિનિધિઓ વિષે ભલામણ કરવાને ખાસ મતદાર મંડળો સ્થાપવામાં આવ્યાં, અને એવી રીતે ૨૭ સભાસદો એ સભામાં નીમાયા. પ્રાંતિક સરકારની ધારાસભાઓ પણ મોટી કરવામાં આવી. આ સભામાં સરકારી રીતે નીમાવાના પ્રતિનિધિઓ માટે ભલામણ કરવાને કેટલાંક મતદાર મંડળો નક્કી કરવામાં આવ્યાં. આવા દરેક મતદાર મંડળમાં જમીનદારો, મુસલમાનો, પંજાબના સીખ લોકો, ઇલાકાનાં શહેરોની સુધરાઇઓ, શારદાપીઠો, વેપારી મંડળો તથા સુધરાઇઓ અને પ્રાંત પંચાયતોથી બનેલાં મતદાર મંડળો હતાં.

આ ઇલાકાની પ્રાંતિક ધારાસભાઓમાં અમલદાર વર્ગના પ્રતિનિધિઓની સંખ્યા વધારે હોવાની પદ્ધતિ રદ કરવામાં આવી. ધારાસભાના સભ્યોને જનસમાજના લાભના પ્રશ્નો પર ચર્ચા ચલાવવાનો તથા તે સંબંધમાં ઠરાવ લાવવાનો હક્ક આપવામાં આવ્યો. તેમ છતાં પણ એ ઠરાવો પસાર થાય તો પણ તેમને અમલમાં મૂકવાને માટે સરકાર બંધાયેલી ન હતી.

અંગ્રેજી રાજ્ય સ્થપાયું ત્યાર પછીથી આપણો દેશ પ્રગતિના આ ચાર મુખ્ય હપ્તે આગળ વધ્યો છે. આવતા વર્ષથી નવા સુધારા અમલમાં મૂકવામાં આવવાના છે તેની તૈયારીને માટે એ દરેક હપ્તો હતો. એ દરેક ટપ્પો તેની અગાઉના ટપ્પા કરતાં એક પગલું વધારે આગળ વધેલો હતો. દરેક ટપ્પાનાં નીચે જણાવેલાં મુખ્ય લક્ષણો વિચારી જોશો તો ઉપલી વાત તમને સ્પષ્ટ રીતે જણાઇ આવશે.

પહેલો હપ્તો:—પ્રજાને લગતા કાયદાઓ સરકારી અમલદારો બાંધતા હતા. એ બધા અમલદારો અંગ્રેજો હતા. તેમાંનો એક પણ હિંદી ન હતો.

બીજો હપ્તો:—કાયદા ઘડવાની બાબતમાં બધા જ અંગ્રેજ અમલદારો હતા તેમનાથી, તથા કાયદા ઘડવામાં ભાગ લેવાને માટે સરકાર તરફથી નીમાયેલા બિનસરકારી અમલદારોની થોડી સંખ્યાથી કાયદા ઘડાવા લાગ્યા હતા. એ બિનસરકારી વર્ગ નીમાતો હતો તેમાંના થોડાએક દેશીઓ હતા.

ત્રીજો હપ્તો:—ધારાસભાઓ અત્યાર સુધી માત્ર કાયદા ઘડનારી સંસ્થાઓ હતી તેને હવે ઉપજખર્ચના અંદાજપત્ર ઉપર ટીકા કરવાનો તથા રાજ્યવહીવટની બાબતમાં પ્રશ્નો પૂછવાનો હક્ક મળ્યો. તેથી ધારાસભાઓ સરકારનાં કામકાજની ટીકાકાર થવા લાગી; તો પણ બહુ જ મર્યાદાવાળે દરજ્જે તેમ થતું હતું. એ ઉપરાંત, ધારાસભાના કેટલાએક બિનસરકારી સભ્યોની નીમણુક સરકાર તરફથી સીધી થવા ન લાગી પરંતુ અમુક અમુક મંડળોના માણસોએ ચુંટણી કરીને કરેલી ભલામણથી થવા માંડી. તેથી ચુંટણીનો નિયમ સ્વીકારાયો.

ચોથો હપ્તો:—પહેલી જ વાર વડી સરકારનો અને ઇલાકાની સરકારનો એક એક સભાસદ દેશી નીમાયો. સરકારની રાજનીતિ વિષે ટીકા કરવાનો ધારાસભાનો હક્ક વધારવામાં આવ્યો, અને ઇલાકાની ધારાસભાઓમાં સરકારી અમલદારોની વધુમતિ કાઢી નાખવામાં આવી. સ્વર્ગસ્થ ગોખલે જેવા હિંદીઓ ટીકાથી, સલાહથી અને સૂચનાથી પહેલાના કરતાં વધારે અસરકારક રીતે સરકારના રાજ્યકારભાર પર અસર કરવાને શક્તિમાન થયા. ધારાસભાના પ્રતિનિધિઓ ચુંટવાને માટે કેટલાંક મત-

દાર મંડળો સ્થાપવામાં આવ્યાં.

તેથી લગભગ ૧૫૦ વર્ષ ઉપર કંપની સરકારના વખતમાંના "તમામ જાતના લોકોના સંબંધમાં કાયદો એકસરખો છે એવા બચાવ-વાળા નિયમ"થી માંડીને હમણાંના વખત સુધી અંગ્રેજ સરકાર કેવી રીતે દૃઢતાથી આસ્તે આસ્તે આગળ વધી છે તે તમે હવે સમજ્યા હશો. હિંદુસ્તાનના લોકોને પોતાના ઉપર રાજ્ય ચલાવવાના હક્કના પ્રથમ પગથીઆએ લાવવાને માટે તેણે આગળ પગલાં ભર્યાં છે. દરેક હપ્તે વધારે રાજકીય પ્રગતિ માટેની હિંદુસ્તાનના રાજકીય આગેવાનોની માગણી વધતી ગઇ છે. જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ સરકારની રાજનીતિ વિષેની તેમની ટીકા વધારે ઉંડી થવા લાગી. સુધારાના અહેવાલમાં કહેવામાં આવ્યું છે તેમ "જે રાજ્યપદ્ધતિથી હિંદીઓને પોતાના આચારવિચારને બંધબેસતી રીતે પોતાની ઉપર રાજ્ય કરવાનું અનુકૂળ થાય એવી રાજ્યપદ્ધતિ મેળવવા માટે ઉત્તરોત્તર વધારે આગ્રહી માગણીઓ થવા માંડી. સ્વતંત્રતાની ભાવના બહુ ફેલાઇ ગયેલી અને સકર્મક હતી." સને ૧૯૧૪ના ઑગસ્ટ માસમાં જે જગદ્‌યુદ્ધ શરૂ થયું તે વખતે બાદશાહ સલામત અને શહેનશાહત પ્રત્યે રાજારજવાડા અને લોકો તરફથી જે વફાદારી બતાવવામાં આવી તેનાથી તે માગણીઓને તથા તે ભાવનાઓને જોસ મળ્યું. એને પરિણામે બ્રિટિશ શહેનશાહતના અખંડ ભાગ તરીકે હિંદુસ્તાનના લોકોને સંપૂર્ણ સ્વરાજ્ય ક્રમે ક્રમે આપવાની ખાતરી આપનારો હાલનો નવો કાયદો થયો.

---

## પ્રકરણ ચોથું.

### જાહેરનામું.

જોખમદાર રાજ્યકારભારનું પ્રથમનું સંગીન પગલું ભરવામાં છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાનના જે બનાવો કારણભૂત બન્યા તે તરફ હવે આપણે ધ્યાન લગાડવું જોઈએ. હિંદુસ્તાનના ઇતિહાસમાંનાં ઉજ્જ્વળ

પ્રકરણોમાંનું તે એક પ્રકરણ છે. એ બનાવોએ હિંદુસ્તાનને અને બ્રિટનને જોડનારી નવી સાંકળથી પહેલાંના કરતાં વધારે ઘટ્ટપણે જોડી દીધાં છે. એ બન્ને એક બીજાને કેવી રીતે મદદગાર છે અને થઈ શકે તે એ બનાવોએ સિદ્ધ કર્યું છે. અંગ્રેજ વાવટાની એટલે કે અમલની નીચે હિંદુસ્તાન કેવી રીતે જાગૃત થાય છે તે તેઓ બતાવે છે.

તમે જાણો છો કે, છેલ્લું જગદ્યુદ્ધ ૧૯૧૪ના ઑગસ્ટથી ૧૯૧૮ ના નવેંબર માસ સુધી ચાલ્યું હતું, અને તેમાં બ્રિટિશ શહેનશાહત ફ્રાન્સની સાથે તથા તેના બીજા મિત્રો સાથે જોડાઈ અને લડી હતી તથા જર્મનીને અને પ્રશિયાના લશ્કરી જુલમને તેણે હરાવ્યો હતો. બેલ્જીયમના લોકો જેવી નબળી પ્રજાને મદદ કરવાને માટે બ્રિટિશ શહેનશાહતે યુદ્ધમાં ઝંપલાવ્યું. તહનામાંઓ થયાં હતાં તે છતાં, તથા બેલ્જીયમે તે સામે વાંધો ઉઠાવ્યો તે છતાં જર્મનીએ પ્રથમ ફ્રાન્સ ઉપર અને તે પછી ઈંગ્લાંડ ઉપર ચઢાઈ કરવાના ઈરાદાથી બેલ્જીયમની હદમાં પોતાનું લશ્કર ઉતારી કૂચ કરી. જર્મનીને સત્તાનો મદ ચઢેલો હોવાને લીધે તેણે સ્વતંત્રતાનો, પ્રજાતંત્રનો, પોતપોતાનું જીવન ભોગવવાનો અને પોતપોતાનું ભાવી ઘડવાનો બીજાં રાષ્ટ્રોનો હક્ક ભયમાં નાખ્યો. જગતના અને સંસ્કૃતિના લાભાર્થે એ હેતુનું રક્ષણ કરવાને તથા તેને પાર પાડવાને બ્રિટિશ સામ્રાજ્ય પોતાનાં મિત્રરાજ્યો સાથે જોડાયું. લડાઈ જાહેર થઈ ત્યારે મલીક મુઆઝમ બાદશાહ સલામત સમ્રાટ પંચમ જ્યૉર્જે હિંદુસ્તાનના રાજારજવાડાઓને તથા લોકોને સામ્રાજ્ય પ્રતિ વફાદાર રહેવાને તથા તેની પોતાની જીત થાય તેમ મદદ કરવાને માટે આમંત્રણ કરનારો શાહી ઢંઢેરો બહાર પાડયો. ઘણી જ ઝડપથી અને વફાદારીથી એ નિમંત્રણનો ઉત્તર વાળવામાં આવ્યો. હિંદુસ્તાનના રાજારજવાડાઓએ તથા લોકોએ લશ્કરની અંદર માણસોની ઉદાર ભરતી કરીને તથા યુદ્ધભંડોળમાં નાણાં ભરીને લડાઈ લડવાને તથા જીતવાને માટે સામ્રાજ્યને સંગીન સહાયતા આપી. તે વખતે હિંદુસ્તાનનો ઉપરાજ (વાઇસરૉય) લૉર્ડ હાર્ડિંજ હતો. તેણે ફ્રાન્સના

લડાઈના મેદાનમાં હિંદી યોદ્ધાઓને મોકલ્યા. હિંદુસ્તાન માટેની ઉદાર રાજનીતિનું એ ઘણી જ ચતુરાઈવાળું પગલું હતું. એથી હિંદીનાં તેમ જ અંગ્રેજોનાં દિલ ઉપર લાગણી થઈ. એણે હિંદુસ્તાનને ઉતાવળે પગલે આગળ દોડાવ્યું. હિંદી લશ્કરોને અંગ્રેજ લશ્કરોની સાથે રહી યુરોપમાં જર્મન લશ્કરની સામે લડવાને માટે મોકલવામાં આવ્યાં. આ હિંદી યોદ્ધાઓ પંજાબી, મરાઠા, મુસલમાનો, સીખ, રાજપૂતો, જાટ, ગુરખા જેવી લડવૈયા જાતોમાંથી આવ્યા હતા. હિંદુસ્તાનના ઘણા રાજાઓ પોતે લશ્કરમાં જોડાયા, લડાઈને મેદાને ગયા, અને લશ્કરી સિપાઈઓની માફક તેમણે યુદ્ધમાં ભાગ લીધો. હિંદી યોદ્ધાઓનાં રણસંગ્રામ પરનાં લડાયક વીર પરાક્રમો, બ્રિટિશ સામ્રાજ્ય તરફની તેમની વફાદારી, બ્રિટિશ પક્ષ તરફ કુરબાનીની તેમની લાગણી, તેમની સહનશક્તિ અને તેમનું શૂરાતન, ભયની સામે થવાનું અને કર્તવ્યની ખાતર પોતાની જીંદગી જોખમમાં નાખવાનું તેમનું કૌવત, એ બધાને લીધે તેમણે પોતાના દેશને માટે તથા લોકોને માટે ઘણી આબરૂ મેળવી. હિંદુસ્તાનમાં લોકોની રાજભક્તિથી તથા લડાઈ દરમ્યાન દેશની અંદર સલાહશાંતિ અને વ્યવસ્થા જાળવી રાખવાને જે રીતે તેમણે મદદ કરી તે રીતથી એ આબરૂમાં વધારો થયો. લંડનમાં ભરાયેલી શાહી યુદ્ધ-સભા (ઇમ્પિરિયલ વૉર કૉન્ફરન્સ) માં હિંદુસ્તાનના પ્રતિનિધિ તરીકે બેસવાને હિંદુસ્તાનના ઘણા જ અગ્રેસર માણસોમાંથી બે માણસોને બ્રિટિશ સરકારે પસંદ કર્યા. તે પૈકી એક તો બીકાનેર રાજ્યના નામદાર મહારાજા સાહેબ હતા. બીજા પ્રતિનિધિ નામદાર લૉર્ડ સિંહ હતા. એ લૉર્ડ સિંહ તે વખતે સર એસ. સિંહ હતા. તે પછી શહેનશાહે બ્રિટિશ રાજ્યના ઉમરાવની પદવી તેમને આપી, તથા ખાસની એટલે કે ઉમરાવોની સભાના સભાસદ બનાવ્યા, અને નાયબ હિંદી વજીરની જગ્યાએ નીમ્યા. હિંદુસ્તાનને તથા તેના લોકોને એ ઘણું મોટું માન મળ્યું. રાજભક્તિનાં એ બધાં પ્રત્યક્ષ પ્રમાણોથી તથા હિંદુસ્તાનના રાજારજવાડાએ અને લોકોએ કુદરતી રીતે લડાઈમાં મદદ કરવાને માટે ખુલ્લી

રીતે બતાવેલી ઇચ્છાને લીધે હિંદુસ્તાન પહેલાનાં કરતાં વધારે મોખરે આવ્યું. બ્રિટિશ શહેનશાહતના અખંડ ભાગ અને ભાગીદાર તરીકે લોકોને સારૂ સ્વરાજ્યની દિશાએ પગલાં લેવાની માગણી હિંદુસ્તાનમાંથી કરવામાં આવી. તે માગણી પ્રમાણે વર્તવું જોઈએ એવું બ્રિટિશ શહેનશાહતને લાગ્યું. તેથી કરીને હિંદી વજીર મિ. મોંટેગ્યુએ શહેનશાહ તરફથી, બ્રિટિશ પાર્લામેંટ તરફથી અને બ્રિટિશ પ્રજા તરફથી ૧૯૧૭ ના ઑગસ્ટ માસની ૧૭ મી તારીખે આમની સભામાં ઐતિહાસિક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. એ જાહેરનામાના સૌથી વધારે અગત્યના ભાગો હું હવે કહીશ. તેઓ નીચે પ્રમાણે છે:—

(૧) "રાજ્યવહીવટની દરેક શાખામાં હિંદીઓનો સંબંધ વધારવો અને બ્રિટિશ સામ્રાજ્યના અખંડ વિભાગ તરીકે હિંદુસ્તાનમાં હળવે હળવે જોખમદાર રાજ્યપદ્ધતિ સધાતી જાય એ હેતુથી જાતે અમલ ચલાવતી સંસ્થાઓનો ધીમે ધીમે વિકાસ કરવો એવી બ્રિટિશ શહેનશાહતની રાજનીતિ છે, ને તેની સાથે હિંદુસ્તાનની સરકાર પૂરેપૂરી મળતી આવે છે. એ દિશામાં જેમ બને તેમ જલદી સંગીન પગલાં ભરવાનું તેમણે નક્કી કર્યું છે."

(૨) "આ રાજનીતિમાં પ્રગતિ એક પછી એક હપ્તાથી જ સાધી શકાય."

(૩) "બ્રિટિશ સરકારે અને હિંદુસ્તાનની સરકાર ઉપર હિંદુસ્તાનના લોકોના કલ્યાણની તથા તેમની ઉન્નતિની જોખમદારી રહેલી છે: અને તેઓ જ આવા દરેક હપ્તાનો વખત અને તેનું માપ નક્કી કરી શકે તેમ છે; અને આ પ્રમાણે જેમને નવી તક આપવામાં આવશે તેમના તરફથી મળેલા સહકાર પ્રમાણે, તથા તેમને પોતાની જોખમદારીનું ભાન થયું છે એ વિષે જેટલે દરજ્જે વિશ્વાસ મૂકી શકવાનું માલૂમ પડશે તેટલા દરજ્જા પ્રમાણે બ્રિટિશ સરકારે અને હિંદુસ્તાનની સરકારે ચાલવું જોઈશે."

હવે, એ જાહેરનામામાંથી તમને કહી બતાવેલા આ ત્રણ મુદ્દા-

એનો અર્થ તથા તેની અસર હિંદુસ્તાનના ભવિષ્યના લોકો સ્પષ્ટ રીતે સમજી શકે તે માટે અહીં તે સમજાવવું જોઈએ.

એ ફકરાના પહેલા ભાગમાં જણાવ્યા મુજબ હિંદુસ્તાનના લોકોને જોખમદાર રાજ્યવહીવટને ધોરણે જાતે અમલ ચલાવવાવાળી સંસ્થાઓની બાંહેધરી આપી છે.

એનો અર્થ એ છે કે, સ્વરાજ્યની જે પદ્ધતિ લોકોને જવાબદાર હોય અને લોકો ચલાવતા હોય તેવી પદ્ધતિ હિંદુસ્તાનને મળવાની છે.

સ્વરાજ્ય જોખમદાર રાજતંત્ર હોવું જ જોઇએ એવું કંઈ નથી. જુલમી રાજાથી અથવા દેશની જાતો માંહેલી કોઈ ખાસ ન્યાતથી ચલાવાતી લોકોની સરકાર હોય તો પરદેશી સરકારથી તેને જુદી પાડવાને માટે તેને સ્વરાજ્ય કહી શકાય. પણ જ્યાં સુધી અમલ ચલાવનાર માણસ અથવા ન્યાત આપખુદ હોય પણ લોકોને જવાબદાર ન હોય, એટલે કે તે સ્વચ્છંદી રીતે તેમના ઉપર પોતાનો અધિકાર ચલાવે ત્યારે પણ લોકો તેને અધિકાર ઉપરથી દૂર કરી શકે નહિ, ત્યાં સુધી તે સ્વરાજ્ય કહેવાય નહિ.

સ્વરાજ્યની જે પદ્ધતિથી હિંદુસ્તાનના લોકોને રાજ્યકારભાર ઉપર પોતાનો કાબુ રાખવાની તથા તેમને પોતાને જ જવાબદાર હોવાની સત્તા મળી છે તેવી રાજ્યપદ્ધતિ આપવાની બાંહેધરી, ઉપર કહેવામાં આવેલા જાહેરનામાથી આપવામાં આવી છે.

એ નિવેદનનો બીજો ભાગ મેં ઉપર કહી બતાવ્યો છે તેમાં કહ્યું છે કે, જોખમદાર સરકાર તરીકેની સંપૂર્ણ સત્તા એકદમ નહિ આપતાં હપ્તે હપ્તે આપવામાં આવશે. જોખમદાર રાજ્ય નિષ્ફળ નહિ થતાં સફળ નીવડે તે માટે તે કેવી રીતે લોકોના પોતાના ભલાને માટે છે અને હોવું જોઈએ, એ મેં બીજા પ્રકરણની અંદર સમજાવ્યું છે.

તેથી કરીને જોખમદાર રાજ્યના આદર્શે પહોંચવાને માટે દરેક પગલું ભરવામાં આવે તે મજબૂત, સલામત અને ફત્તેહમંદ નીવડે તે માટે બ્રિટિશ સરકાર હિંદુસ્તાનના લોકોના સહકારની તથા વિશ્વાસની

માગણી કરે છે. હિંદુસ્તાનના લોકોના વફાદાર, ડહાપણવાળા અને દૃઢ પ્રયાસ ઉપર જ બધી રીતની ફત્તેહનો આધાર રહેલો છે.

પાર્લામેંટમાં કરવામાં આવેલું નિવેદન આવું હતું. તેને અમલમાં મૂકવાને ઉપાયો લેવા માટે હિંદી વજીર ૧૯૧૭ના નવેંબર માસમાં ઈંગ્લાંડથી આ દેશમાં આવ્યા, તે અને ઉપરાજ હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં ફર્યા, બધી મુખ્ય મુખ્ય મંડળીઓના પ્રતિનિધિઓને અને બધા વર્ણના, ધર્મના, બધી ન્યાતના ને જાતના માણસોને મળ્યા, અને તેમણે તેમની સાથે વાતચીત કરી વાદવિવાદ કર્યો. એ પછી તે બન્નેએ મળીને ઉપર કહેલા નિવેદનની શરતોને અમલમાં મૂકવાનાં પગલાં સૂચવનારો ભેગો અહેવાલ બ્રિટિશ પાર્લામેંટને રજુ કર્યો. સરકારે નીમેલી સમિતિ હિંદુસ્તાનમાં બધે ફરી, તેણે જુબાની લીધી અને ધારાસભાના સભાસદ ચુંટી કાઢીને જોખમદાર રાજ્યની સત્તા ભોગવવાને માટે હિંદુસ્તાનના લોકોમાંથી મતદાર મંડળો બનાવવાની સૂચના કરી. હિંદી વજીરે એ સાધનોવાળો ખરડો કાયદા તરીકે પસાર થવાને માટે પાર્લામેંટમાં દાખલ કર્યો. એ ખરડા ઉપર મત દર્શાવવાને માટે એક સમિતિ પાર્લામેંટે નીમી. એ આખો ખરડો બહાલ રાખનારો તથા જે ફેરફારોને લીધે એ ખરડો અત્યારે વધારે ઉદાર બન્યો છે તે કેટલાક ફેરફાર સૂચવનારો અહેવાલ એ સમિતિએ રજુ કર્યો. એ સમિતિએ એવી ભલામણ કરી કે, જોખમદાર રાજ્યનું આ પહેલું પગલું ભરતી વખતે લોકોને ચુંટણીનો હક્ક આપતાં સંભાળ રાખવી જોઈએ; એટલે કે ભણેલા વર્ગમાંથી, અને ઉંચી ન્યાતોમાંથી અથવા જમીનદારોમાંથી કે વેપારીઓમાંથી પસંદ કરવામાં આવેલા મતદારોને જ નહિ પણ અત્યાર સુધીમાં દેશના રાજ્યકારભારમાં અધિકાર અથવા અવાજ નહિ ધરાવનારી ગામડાંની રૈયતમાંથી, શહેરોના મજુર વર્ગમાંથી અને બીજા વર્ગોમાંથી પસંદ કરવામાં આવેલા મતદારોને પણ આ ચુંટણીનો હક્ક આપવો જોઈએ. સમિતિએ કરેલી ભલામણો સ્વીકારવામાં આવી છે; ને તે એ છે કે, "રાજ્યવહીવટનું ખરેખરૂં કામકાજ શીખવાની અને

કામકાજના પોતાના વહીવટથી સત્તા વધારવાનો વખત આવી પહોંચ્યો છે એવું ભવિષ્યની પાર્લામેંટને બતાવી આપવાની તક લોકોને શરૂઆતથી આપવી જોઈએ; અને રાજકીય બાબતોમાં ડહાપણ ભર્યાં વિચાર ધરાવનારા લોકો પણ એમ જ કહે છે કે, આ ઘણી જ ઉદાર તક છે." એ સમિતિ લોકોને વિષે બોલે છે ત્યારે મુદ્દામ અને ખાસ કરીને ગામડાંની વસતિનાં, શહેરોના રોજી કમાતા મજુરોનાં, અને અંત્યજોનાં નામ ગણાવે છે. આ ભલામણો સુધારાનું મુખ્ય લક્ષણ થઇ પડશે. તેમની અગત્યતા એ છે કે, હિંદુસ્તાનમાં પ્રજાસત્તાક જોખમદાર રાજ્યનું પહેલું પ્રકરણ તેમનાથી ઉઘડે છે. એથી ખેડુતોને તથા મજુરોને રાજકીય સત્તાનું પહેલું પગથીઉં મળે છે, અને એ પ્રમાણે તેઓ ગમે તેટલા પૈસાદાર અથવા સત્તાવાન નાનકડા રાજ્યને બદલે ખુદ લોકોના રાજ્યને રસ્તે હિંદુસ્તાનને મૂકે છે.

---

## પ્રકરણ પાંચમું.

### સ્થાનિક સંસ્થાઓમાંના સુધારા.

ગયા પ્રકરણમાં જણાવવામાં આવેલી પાર્લામેંટની સંયુક્ત સમિતિની ભલામણને ધોરણે બ્રિટિશ પાર્લામેંટે ૧૯૧૯ ના ડીસેંબર માસમાં કાયદો પસાર કર્યો. નામદાર શહેનશાહે તેને પોતાની સંમતિ આપી છે.

આગલા પ્રકરણમાં મેં કહ્યું છે કે, હિંદુસ્તાનના લોકોને સંપૂર્ણ જોખમદાર રાજ્યને માટે એ કાયદાના ઉપોદ્ઘાતમાં બાંહેધરી આપવામાં આવી છે. સરકાર અથવા તો ગમે તેવી ઉંચી પદવીવાળા અમલદાર કાયદાની મંજૂરી વિનાનાં વચનો આપીને આવા રાજ્યને મંજૂરી આપે તેને બદલે તેવા રાજ્ય માટેનો પોતાનો હક્ક કાયદાથી મંજૂર થાય તેમાં લોકોને કેવો સંગીન લાભ થાય છે તે મેં તે પ્રકરણમાં સમજાવ્યું છે.

જોખમદાર રાજ્ય એટલે શું, તેનો ખુલાસો પણ આગલાં પ્રકરણોમાં મેં આપ્યો છે. એ ખુલાસો હવે હું વધારે સ્પષ્ટ કરી બતાવીશ.

લોકો પોતે પોતાના દેશની સરકાર ઉપર દબાણ કરે એનું નામ

જોખમદાર રાજ્ય. તેઓ કેવી રીતે દબાણ કરે છે? તેઓ પોતે પોતાના પ્રતિનિધિઓ ચુંટીને, ધારાસભામાં તેમને મોકલીને દેશની સરકાર ઉપર દબાણ કરે છે. એ પ્રતિનિધિઓ કાયદા ઘડે છે, અને એ કાયદાઓને અમલમાં મૂકવાને અમલદારો નીમે છે. લોકોના પ્રતિનિધિઓએ પસાર કરેલા કાયદા અથવા તો એ પ્રતિનિધિઓએ નીમેલા અમલદારો લોકોને ગમતા નથી તો લોકો બીજા પ્રતિનિધિઓની ચુંટણી કરે છે, અને વધારે સારા કાયદા ઘડવાને તથા સારા અમલદારોની નીમણુક કરવાને માટે તેમને ધારાસભામાં મોકલે છે. તેથી મત આપી શકે એવાં મંડળોમાં એકત્ર થયેલા લોકો કાયદા બનાવવાની બાબતમાં, તથા લોકો સુખી અને સંતોષી રહે એવી રીતે તે કાયદાઓ અમલમાં મૂકવાને માટે અમલદારોની નીમણુક કરવાની બાબતમાં જોખમદાર રાજ્યમાં કેવી સત્તા ભોગવે છે તે તમે સમજી શકશો.

અત્યાર સુધી હિંદુસ્તાનના લોકોને એવી કોઈ સત્તા હતી જ નહિ. તે સત્તા અત્યાર સુધી બ્રિટિશ પાર્લામેંટની મારફત અંગ્રેજ લોકોએ ભોગવી છે. હિંદુસ્તાનની સરકારના અમલદારો એ પાર્લામેંટને જવાબદાર છે. જેવી રીતે બાપ પોતાનાં છોકરાંને માટે દરેક બાબત કરે છે તેવી રીતે હિંદુસ્તાનમાં લોકોને માટે અંગ્રેજ અમલદારોને હાથે દરેક બાબત કરવામાં આવી છે.

હવે પાર્લામેંટે પસાર કરેલો અને બાદશાહ સલામતે મંજૂર કરેલો સુધારાનો કાયદો મતલબમાં જે કહે છે તે આ પ્રમાણે છે;—" હિંદુસ્તાનના લોકો હવે નાનાં બાળકો નથી. તેમની બુદ્ધિ તથા તેમનો જાહેર જુસ્સો વૃદ્ધિ પામ્યાં છે. પોતાના દેશના ભલાને માટે એકત્ર થઇને કામ કરવાનું તેઓ શીખ્યા છે. તેઓ હવે મૂગાં, પોતાનો પોકાર ન સંભળાવી શકે એવાં ટોળાં નથી. જે પ્રમાણે છોકરૂં મોટું થઈ પોતાને માટે વિચાર કરવાને તથા કાર્ય કરવાને માટે શક્તિવાન થાય છે અને તેથી તે પોતાના ઉપર અધિકાર ચલાવવાને માટે લાયક બને છે અને એ પ્રમાણે ધીમે ધીમે અનુભવ અને સત્તા મેળવીને તે આખરે પૂરેપૂરૂં માણસાઈમાં આવે છે તે પ્રમાણે તેઓ રાજકીય બાબતમાં સમજણા થયા છે."

મતલબમાં એમ કહીને એ સુધારાનો કાયદો હિંદુસ્તાનના લોકોને

જોખમદાર રાજ્યનું પ્રથમનું સંગીન પગલું પૂરૂં પાડે છે.

એ કાયદાએ કરેલા ફેરફારો અથવા સુધારાઓ તમે સમજશો, અને હિંદુસ્તાનમાં અત્યાર સુધી અખ્તિયાર કરવામાં આવેલી "સરકાર માબાપ" ની પદ્ધતિની સાથે તેમને સરખાવશો, તો એ પ્રથમનું પગલું હિંદુસ્તાનના લોકોને કેટલું લાભદાયક અને સંગીન છે તે તમે સ્પષ્ટ રીતે સમજી શકશો.

મેં તમને કહ્યું છે તે પ્રમાણે રાજ્ય એક પ્રકારનું બંધારણ છે અને બંધારણ પોતે મનુષ્યના શરીરની માફક પગથી માથા સુધી જુદા જુદા અવયવોનું બનેલું છે, ને અંતે માથું શરીર ઉપર અધિકાર ચલાવે છે. તેજ પ્રમાણે હિંદુસ્તાનમાંના રાજ્યનું બંધારણ જુદા જુદા ભાગનું બનેલું છે. મનુષ્યના શરીરની પેઠે પગથી માથા સુધી ઉંચે ચઢીએ તેમ એ ભાગો આ પ્રમાણેના ક્રમમાં ગોઠવાયેલા છે. ગામડાંની, તાલુકાઓની અને જીલ્લાની સરકાર પહેલી છે. હિંદુસ્તાનમાં તેઓ બંધારણના પગ જેવા છે, ગામડાંની અને જીલ્લાની સરકાર ઉપર પ્રાંતિક સરકારની હકુમત હોય છે. પ્રાંતિક સરકાર ઉપર હિંદુસ્તાનની અથવા વડી સરકારને નામે ઓળખાતી મુખ્ય સરકાર હકુમત ચલાવે છે. એ મુખ્ય અથવા વડી સરકાર ઉપર હિંદી વજીરનો અને સાથે સાથે તેના મંડળનો પણ કાબુ હોય છે. હિંદી વજીર પોતે બ્રિટિશ પાર્લામેંટના તાબામાં હોય છે. બ્રિટિશ પાર્લામેંટ પોતે બ્રિટિશ પ્રજામાંના મતદારોના અંકુશમાં હોય છે.

આ વર્ણનથી તમે જોઇ શકશો કે, હિંદુસ્તાનના રાજ્યકારભારમાં વહીવટ કરનારી છેવટની સત્તા બ્રિટિશ મતદારોના હાથમાં રહેલી છે. હવે સુધારાના કાયદાથી બ્રિટિશ મતદારો પાસેથી એ કાબુ ખસેડી લઇને હિંદુસ્તાનના મતદારોને પ્રથમ પગલા તરીકે સોંપ્યો છે. વર્ષો વીતતાં જશે તેમ તેમ તેઓ એ પગલાથી આગળ વધીને પોતાના દેશના રાજ્ય-વહીવટ ઉપર સંપૂર્ણ અધિકાર ભોગવતા થશે.

એ કેવી રીતે, તથા આ પ્રથમનું સંગીન પગલું હિંદુસ્તાનના લોકો તરફના હિંદી મતદારોને કેવી રીતે અધિકાર આપે છે તે ઉપર દર્શાવેલાં રાજ્યના બંધારણનાં જુદાં જુદાં અંગો લઇને હું તમને સમજાવીશ.

સૌથી પહેલાં તો સ્થાનિક સ્વરાજ્યને નામે ઓળખાતી ગામડાંની, તાલુકાની અને જીલ્લાની વહીવટી પદ્ધતિ લઇશ.

પ્રાથમિક કેળવણી, તંદુરસ્તીની જાળવણી, રસ્તાની બાંધણી વગેરે જેવાં પોતાનાં સ્થાનિક કામો સુધરાઇખાતું અને સ્થાનિક પંચાયતો કરે છે. એ સુધરાઇખાતું અને સ્થાનિક પંચાયતો કંઇક અંશે લોકોમાંના મતદારોએ ચુંટેલા પ્રતિનિધિઓનાં અને કંઇક અંશે સરકારે પસંદ કરેલા પ્રતિનિધિઓનાં બનેલાં હોય છે. હવેથી આ મતદારોને સંપૂર્ણ જોખમદાર રહેનારી રાજ્યપદ્ધતિની ખાતરી આ કાયદામાં આપવામાં આવી છે. કહેવાની મતલબ એ છે કે, આ કાયદા પ્રમાણે ગામડાંનાં, તાલુકાનાં અને જીલ્લાનાં પોતપોતાનાં સુધરાઇખાતાંના તથા પોતપોતાની પંચાયતોના વહીવટ ઉપર લોકોનો જેમ બને તેમ સંપૂર્ણ અધિકાર રહેશે. હવેથી તેઓ બહારના કાબુથી બનતાં સુધી છેક જ સ્વતંત્ર રહેશે.

પોતપોતાના સુધરાઇખાતાના તથા પોતપોતાની સ્થાનિક પંચાયતના વહીવટના સંબંધમાં બનતાં સુધી પૂરેપૂરી સ્વતંત્રતા આપવા માટેની એ ખાતરી કિમ્મત વિનાની છે એમ ધારશો નહિ. કેટલાએક મુદ્દા તમે ધ્યાનમાં રાખશો તો આ ખાતરીની અગત્ય તમને સ્પષ્ટ થશે. પ્રથમ, ગામડાંઓ મળીને તાલુકા બને છે, અને તાલુકાઓ મળીને જીલ્લો થાય છે. તેથી હિંદુસ્તાનનાં ગામડાંઓ હિંદુસ્તાનના જીવનના લોહીની બરાબર છે. ખરેખરૂં હિંદુસ્તાન તો, ગામડાંનું હિંદુસ્તાન છે. હિંદુસ્તાનમાં નવ લાખ કરતાં વધારે ગામડાંઓ છે. હિંદુસ્તાનની કુલ વસતિના માત્ર એક પંદરાંશ જેટલા લોકો જ શહેરોમાં રહે છે. બાકીના લોકો ગામડાંઓમાં વસે છે. ગામડીઆઓ જમીન ખેડે છે, અને દેશને અનાજ પૂરૂં પાડે છે. તેઓ જ હિંદુસ્તાનને મજૂરો તથા લડવૈયાઓ પૂરા પાડે છે. લડાઈ દરમ્યાન અને ચઢાઈ વખતે હિંદુસ્તાન ટકી રહ્યું તેનું કારણ એ ગામડાંઓ જ છે. હિંદુસ્તાનમાં એક કહેવત ચાલે છે તે 'રાજ્ય'ની વ્યાખ્યા આપે છે. તેમાં કહ્યું છે કે, રૈયતના એટલે કે ખેડુતના ભલાને માટે 'રાય' મતલબ કે રાજા રાજ્ય ચલાવે તેનું નામ રાજ્ય. સરકારની સૌથી

પહેલી કાળજી ગામડાંની રૈયતના કલ્યાણ માટે હોવી જોઇએ, એ જ રાજ્યનો ઉદ્દેશ છે એવું પ્રાચીન સમયથી મનાતું આવ્યું છે, એમ એ દર્શાવે છે. તેથી 'રૈયત' શબ્દ રાજ્યની પ્રજા તરીકે બધા લોકોને માટે વપરાવા લાગ્યો છે. તેટલા માટે આ કાયદા પ્રમાણે ગામડાંની, તાલુકાની અને જીલ્લાની રૈયતને પોતાના સ્થાનિક સ્વરાજ્યમાં, બની શક્યું ત્યાં સુધી, પોતાની માલીક બનાવવામાં આવી છે તે કંઇ નમાલી બાબત નથી, પરંતુ ઘણી અગત્યની છે.

બીજું પ્રાંતિક સરકાર ઉપર તથા મુખ્ય કે વડી સરકાર પર સત્તા ચલાવવાની પૂરેપૂરી લાયકી મેળવવાને માટે લોકો ઘડાઇને રીઢા થાય તે સારૂ સ્થાનિક સ્વરાજ્ય સારામાં સારૂં ક્ષેત્ર છે. સ્વર્ગસ્થ મિ. ગ્લૅડ્સ્ટને કહ્યું છે કે, સ્થાનિક સરકાર શાહી સરકારને માટે શિક્ષણપદ્ધતિની પાઠશાળા છે. તેણે એમ કેમ કહ્યું ? કારણ કે, "સ્થાનિક સરકારનું સ્વરૂપ અને તેની પદ્ધતિ એવી જાતનાં છે કે તેથી કરીને આગળ જતાં આખા દેશનું રાજ્ય ચલાવી શકે એવા લાયક માણસો દેશની અંદર તૈયાર થઇ શકે છે." હિંદુસ્તાનમાં લૉર્ડ રિપન જેવો લોકપ્રિય ઉપરાજ બીજો કોઇ થયો નથી. તેણે પણ રાજ્યકીય તથા પ્રજાકીય કેળવણીના સાધન તરીકે સ્થાનિક સ્વરાજ્યને ગણ્યું છે. બ્રિટિશ બંધારણની અંદર સ્થાનિક સ્વરાજ્ય પાયાનો પત્થર છે; કારણ કે, "લોકોની પોતાની સભાઓ તથા પંચાયતો તેમને સુખી કે દુઃખી કરે છે તે ઉપરથી સ્વરાજ્ય શું છે તે તેઓ પોતાની પડોશમાં જ શીખે છે." આથી ગામડાંના, તાલુકાના તથા જીલ્લાના લોકોને પોતાનાં સુધરાઇખાતાંમાં તથા પોતાની સ્થાનિક પંચાયતોમાં બની શકયો તેટલો સંપૂર્ણ અધિકાર આપવાનું જે પગલું સુધારાએ ભર્યું છે તે સંગીન જ છે. આનો અર્થ એવો થાય છે કે, આ જાતના વહીવટમાં તો સંપૂર્ણ જોખમદાર રાજ્યનો પાકો કબજો મળ્યો છે.

આટલેથી જ બસ નથી; પણ એથી પણ કંઇક વધારે છે. અત્યાર સુધી ગામડાંના ખેડુતો તથા તાલુકાના, શહેરોના રોજી કમાતા મજૂરો

દેશની ઉંચા દરજ્જાની સરકારના એટલે કે પ્રાંતિક સરકારના વહીવટમાં જરા પણ ચલણ અને અવાજ વિનાના હતા. સ્થિતિ બદલાઇ ગઇ છે. તેઓ અમુક ઠરેલી અથવા તેનાથી વધારે જમીનની મહેસૂલ ભરતા હશે તો તેમને રૈયત ગણીને અથવા અમુક વાર્ષિક રકમ કમાતા હશે તો મજૂર ગણીને તેમને એકલા પોતાના ગામડાના, તાલુકાના કે જીલ્લાના જ નહિ પણ પોતાના આખા પ્રાંતના વહીવટ ઉપર અધિકાર ભોગવવાને માટે મતદાર તરીકે લાયક ગણવામાં આવશે. પૈસાદાર જમીનદારોની, શારદાપીઠના અમુક મુદ્દતના પદવીધરોની અથવા ઘરના ભાડુત તરીકે અમુક રકમનું ભાડું આપતા હોય તેવા માણસોની લાયકીના જેટલી જ તેમની પણ લાયકી હવે પછીથી ગણાશે.

---

## પ્રકરણ છઠ્ઠું.

### પ્રાંતિક ધારાસભામાંના સુધારા.

સ્થાનિક સ્વરાજ્યમાં લોકોને જોખમદાર રાજ્ય આપવા બાબતના પગલાની કેવી જાતની ગોઠવણ કરવામાં આવી છે તે પાછલા પ્રકરણમાં સમજાવ્યા પછી હવે આપણે હિંદી બંધારણની એ પછીની એથી ઉંચા પ્રકારની સંસ્થા વિષે બોલીએ. એ સંસ્થા પ્રાંતિક સરકાર છે. એ સંસ્થા બે ભાગે બનાવવામાં આવી છે; એક તો ધારા ઘડનારો અને બીજો વહીવટી. ધારા ઘડનારો વિભાગ 'ધારાસભા' કહેવાય છે. તે ઇલાકા ( પ્રાંત ) ને માટે કાયદા ઘડે છે. વહીવટી ભાગ એ કાયદાઓ પ્રમાણે પ્રાંતનો રાજ્યકારભાર કે વહીવટ ચલાવે છે.

ધારાસભામાં જોખમદાર સરકારનું તત્ત્વ કેવી રીતે અને કેટલે દરજ્જે દાખલ કરવામાં આવ્યું છે તે આપણે પહેલવહેલાં જોઇશું.

હાલમાં એ સભામાં ત્રણ જાતના સભાસદો છે; ( ૧ ) સરકારી અમલદારો, ( ૨ ) સરકાર તરફથી નીમાયેલા યુરોપીય અને હિંદી બિનઅધિકારી અમલદારો અને ( ૩ ) વેપારી મંડળ, શારદાપીઠ, જમીનદારો, મુસલમાનો, મીલમાલીકો, સમાજો, સુધરાઇખાતાંઓ અને પ્રાંતપંચાયતો જેવી થોડી પસંદ કરવામાં આવેલી સંસ્થાઓની ભલામણ ઉપરથી સરકારે નીમેલા સભાસદો. આ ત્રીજા વર્ગના સભાસદોને જ

આપણે ચુંટાયેલા સભાસદો કહી શકીએ. પરંતુ એ ચુંટણી માત્ર નામની જ હોય છે. સરકાર ચુંટણીનો ખોટો દેખાવ કરે છે, પણ ખરેખરૂં જોતાં તો તે નીમણુક જ કરે છે. પસંદ કરેલી થોડીએક સંસ્થાઓ જે સભાસદને ચુંટી કાઢે છે તેમને માટે તેઓ માત્ર ભલામણ જ કરે છે. તેને અથવા તેમને નીમવો કે નીમવા અથવા ન નીમવો કે ન નીમવા એ સરકારના પોતાના હાથની વાત છે. તેથી પ્રાંતિક ધારાસભાનું હાલનું બંધારણ ખરેખરૂં જોતાં અમલદારોનું બનેલું છે.

પણ હવે આવતા વર્ષથી સુધારાના કાયદા પ્રમાણે એવું કદિ પણ થશે નહિ. એ સભાના સિત્તેર ટકા જેટલા સભાસદો ઘણા મતદારોએ ચુંટી કાઢેલા લોકોના પ્રતિનિધિઓ હશે. આ મતદારોમાં ખેડુતો, કામદારો, વેપારીઓ, ધંધાદારીઓ, તથા એવા બીજા લોકો સમાશે. એ ઉપરાંત મદ્રાસ ઇલાકામાંના બ્રાહ્મણેતર લોકોનું, મુંબાઈ ઇલાકાના મરાઠાઓનું, અને પંજાબમાંના સીખોનું જુદું જુદું મતદાર મંડળ બનશે, અને તેઓ મુસલમાનોની પેઠે પોતપોતાના પક્ષના પ્રતિનિધિઓ ચુંટી કાઢીને આ સભામાં મોકલશે.

પ્રાંતિક ધારાસભામાં લગભગ સર્વ ન્યાતના, વેપારના, ધંધાના અને બીજા પક્ષના લોકોવાળાં વિશાળ પ્રકારનાં મતદાર મંડળોએ ચુંટી કાઢેલા સભાસદોની ચોખ્ખી અને બેસવાલ બહુમતિ આપણને આપીને સુધારાનો કાયદો અત્યાર સુધીની અમલદારી ધારાસભાને ખરેખરી લોકોની ધારાસભા બનાવી દે છે.

ધારાસભામાં લોકની બહુમતિ રહેશે તેની અસર રાજ્યવહીવટ ઉપર કેવી થશે ? તે કેવી રીતે લોકોને લાભ કરશે ? તેની અસર ઘણી થશે અને તે આ પ્રમાણે. હવે પછી લોકોના સ્વાર્થને લગતા કાયદાઓ સરકારી અમલદારની મરજી પ્રમાણે નહિ, પણ સભામાંના લોકોના પ્રતિનિધિઓની મરજી પ્રમાણે ઘડાશે. ચુંટણી કરનારા લોકો જે કાયદાઓને દેશને માટે સારા અને લાભદાયક ગણશે તે જ કાયદાઓને તેમના ચુંટેલા પ્રતિનિધિઓ પસાર કરશે, અને એમ નહિ થાય તો તેમને મત આપ-

નારાં મંડળો ફરીથી ચુંટશે નહિ.

એથી વિશેષ, હમણાં સુધી ઇલાકાનો એટલે કે પ્રાંતનો સુબો ધારાસભાનો પ્રમુખ રહેતો આવ્યો છે. હવે પછી સુધારાના કાયદા પ્રમાણે તે પ્રમુખ રહી શકશે નહિ. કાયદો અમલમાં આવ્યા પછી પહેલાં ચાર વર્ષ સુધી સુબો પોતે એ સભાના પ્રમુખની નીમણુક કરશે. એ ચાર વર્ષો પછી, આમની સભાને નામે ઓળખાતી બ્રિટિશ પાર્લામેંટની માફક આ સભા પોતે જ, સુબાની મંજૂરીની શરતે, પોતાના સભાસદોમાંથી પોતાનો પ્રમુખ ચુંટી કાઢશે.

સભાનો પ્રમુખ નીમવાની સત્તા એ કાયદો સુબાને શા માટે આપે છે ? એવો સવાલ તમે કદાચ કરશો. સભાને પોતાનો પ્રમુખ ચુંટી લેવાની સત્તા એકદમ શરૂઆતથી જ એ કાયદાએ કેમ નથી આપી ?

એનું કારણ એવું છે કે, આવતા વર્ષથી નવી ધારાસભા જેવડી મોટી થશે તેવડી મોટી સભાના પ્રમુખ થવું, તેમાં વ્યવસ્થા રાખવી, તકરારી મુદ્દાઓનો નીકાલ કરવો, વાદવિવાદના અને સભ્યતાના નિયમો સભાસદો પાસે પળાવવા, એ કામ કંઇ સહેલું નથી. એનો પ્રમુખ બહુ જ અનુભવવાળો, શાંત મગજવાળો, સમયસૂચકતાવાળો, સભામાં ચાલતી લડાલડીવાળી ચર્ચા કયી ઘડીએ અટકાવવી તે નક્કી કરી લેવામાં ચાલાક અને વિષય બહારની તકરારો અટકાવવામાં ઝડપવાળો માણસ હોવો જોઇશે. એ કાયદા પ્રમાણે સભા સ્થપાયા પછી પહેલાં ચાર વર્ષ સુધી સભાના કામકાજનો અનુભવ તેના સભાસદોએ મેળવ્યો હશે એટલે તે સભાસદોમાંથી એવો માણસ મળી શકશે.

પરંતુ તમે વળી વિશેષ પૂછશો કે, એ ચાર વર્ષો પછી પણ સભાએ પોતાના સભાસદોમાંથી પોતાના પ્રમુખ તરીકે ચુંટી કાઢેલો માણસ સુબાની મંજૂરીને અધીન રહેશે એવું શા માટે એ કાયદામાં કહ્યું હશે ?

એનો ઉત્તર ઉઘાડો છે. છેલ્લે પગથીએ સુબો (ગવર્નર) પોતે રાજ્ય-વહીવટને માટે જવાબદાર છે. તે સભાનો જાણે દેખરેખ રાખનાર હોય તેવો છે. તેટલા માટે હાલ તરતને માટે તેને એ સત્તા આપવામાં આવી છે.

પરંતુ કાયદો તેને તે સત્તા આપે છે તે છતાં પણ, સભાએ પોતાના પ્રમુખ તરીકે ચુંટી કાઢેલા માણસને તે પોતે પોતાની સંમતિ સાધારણ રીતે હંમેશાં આપશે જ. પાછલાં વર્ષોના અનુભવ ઉપરથી એ ખાતરી વિષે શ્રદ્ધા બેસે છે. દષ્ટાંત તરીકે, છેલ્લાં ૨૭ વર્ષોથી ધારાસભાને લગતા કાયદાની રૂએ અમુક અમુક સંસ્થાઓ સુબાની અને તેની વહીવટી સભાની સંમતિની શરતે પોતાના ચુંટી કાઢેલા સભાસદોને સભામાં મોકલતી આવી છે. સુબાએ અને તેની વહીવટી સભાએ એ સંસ્થાઓએ ચુંટેલા સભાસદોને લગભગ હંમેશાં બહાલ રાખ્યા જ છે.

પ્રાંતિક ધારાસભાના બંધારણમાં કાયદાથી દાખલ થયેલા અગત્યના સુધારા વિષે, તથા ઇલાકાના સારા વહીવટને માટે કાયદા બાંધવાની તેની સત્તા વિષે મેં અત્યાર સુધી સમજૂતી આપી છે.

હવે, વહીવટી સભા પર અને ખરેખરા રાજ્યવહીવટ પર આ સભાને સત્તા આપવાને માટે કાયદાએ જે અગત્યનો અને વિશાળ ફેરફાર કર્યો છે તે જુઓ.

અત્યાર સુધી પ્રાંતિક ધારાસભા માત્ર સલાહકારી સંસ્થા રહી છે. અત્યારે તો સરકારને માત્ર સલાહ આપવાનો જ તેને અધિકાર છે. તે સલાહ સ્વીકારવી કે ન સ્વીકારવી એ તો સરકારની મુખત્યારીની વાત છે. પરંતુ આ સુધારાના ધારાથી એ ધારાસભા વહીવટી સરકારના સંબંધમાં સલાહકારી સંસ્થા મટીને કેટલેક અંશે આજ્ઞા કરનારી સંસ્થા બની ગઈ છે.

કાયદો એ ફેરફાર કેવી રીતે કરે છે? આ પ્રમાણે. ઇલાકાનો સુબો પ્રધાનો નીમશે. તે વહીવટી સભાના સભાસદો અથવા તો બીજા અમલદાર પૈકીના નહિ હોય. આ પ્રધાનોને કેળવણી, આરોગ્ય, અને આબકારી જેવાં કેટલાંએક ખાતાંઓનો વહીવટ કરવાની સત્તા આપવામાં આવશે. રાજ્યવહીવટનાં બાકીનાં ખાતાંઓને "સરકારે રાખેલાં" ખાતાંઓ કહેવામાં આવ્યાં છે. સુબો પ્રધાનોને નીમશે તે પછી ૭ મહિનાની અંદર પ્રાંતિક ધારાસભાઓએ એવા પ્રધાનોને પોતાના સભાસદો

તરીકે ચુંટી કાઢવા જોઈશે. એનો અર્થ એવો થાય છે કે, ગવર્નરે કરેલી પ્રધાનોની એ નીમણુકને સભા તરફથી સંમતિ મળવી જોઈશે. સભાના સિત્તેર ટકા જેટલા સભાસદો લોકોનાં મતદાર મંડળની મારફત લોકોએ ચુંટી કાઢેલા હશે એટલે એ તો લગભગ નક્કી જ છે કે, પ્રધાન તરીકે સુબાએ નીમેલા માણસો લોકોના મિત્રો હશે અને તેમની દાઝ જાણનારા હશે તો જ સભા તેમને કબૂલ રાખશે. આ પ્રધાનો પોતાને સુપ્રત કરવામાં આવેલાં ખાતાંઓનો વહીવટ કરશે. એ ખાતાં બાબતની તેમની સલાહ પ્રમાણે સુબો દોરાશે. જો તે તેમની સલાહ કબૂલ નહિ રાખે તો તે પોતાને જે ઉત્તમ લાગશે તે પ્રમાણે વર્તી શકશે. એવું થશે ત્યારે પ્રધાનો એમાંથી એક રસ્તો લઈ શકશે. સુબાના એવા વર્તનની વિરૂદ્ધ દઢ રહેવાની દરકાર તેઓ નહિ રાખે તો એ અધિકાર પર તેઓ ચાલુ રહેશે; અથવા તો તેઓ સ્વતંત્ર મિજાજના હશે તો તેઓ પોતાનું રાજીનામું આપી શકશે. પહેલો રસ્તો તેઓ લેશે તો ધારાસભાને તેઓ અપ્રિય થઈ પડશે. કારણ કે, એ સભામાં લોકોથી ચુંટાયેલા પ્રતિનિધિઓની અલબત્ત ઘણી મોટી બહુમતિ હશે. સુબો તેમની સલાહ પ્રમાણે ચાલવાની ના પાડે તે પછી પણ તે જગ્યાને ગુલામની માફક વળગી રહેવાને બદલે નોકરીનું રાજીનામું આપવાને એ પ્રતિનિધિઓ તેમને હરેક રીતે ફરજ પાડશે. તેઓ રાજીનામું આપશે તો સભામાંના લોકોના ચુંટાયેલા પ્રતિનિધિઓએ તેમને પ્રધાન તરીકેના તેમના અધિકાર ઉપરથી ખસેડ્યા એમ કહેવાશે. સુધારાના કાયદાએ લોકોને આપેલી જોખમદાર સરકારની સત્તા તથા હદ એ જ છે.

એ કાયદામાં વિશેષ સવડ એવી રાખવામાં આવી છે કે, એ પ્રધાનો રાજીનામું આપે તો પ્રજાને સોંપેલાં ખાતાંઓના **કામચલાઉ** વહીવટને માટે સુબો પોતે, ઘડેલા નિયમો પ્રમાણે, ગોઠવણ કરશે; એટલે કે, જ્યાં સુધી સુબો ફરીથી નવા પ્રધાનો નીમે અને સભા તેમને બહાલ રાખે ત્યાં સુધી આવી હંગામી ગોઠવણ કરી લેવામાં આવશે.

એટલે ચુંટાયેલા પ્રતિનિધિઓની મરજીથી જ આ પ્રધાનો ધારાસભામાં કેવી રીતે અધિકાર ભોગવશે તે, અને તેમની મરજીથી તે અધિકાર ઉપરથી તેઓ કેવી રીતે દૂર થઈ શકશે તે તમે સમજી શકશો.

એ સભા તથા વહીવટી સરકાર પરત્વે જોખમદાર રાજ્યના સંબંધમાં કાયદાએ લીધેલું પહેલું પગલું છે તે એ સર્વ બતાવી આપે છે. જોખમદાર રાજ્યની એ સત્તા હાલ તરત 'સોંપેલાં ખાતાં' માટે જ લોકોને કાયદાથી આપવામાં આવેલી છે. પરંતુ નવી સભાઓએ અનુભવ મેળવ્યો હશે અને સારી રીતે કામ કર્યું હશે ત્યારે એ જોખમદાર રાજ્યની હદ વધારવામાં આવશે; અને એ પ્રમાણે આખરે રાજ્યકારભારનાં બધાં ખાતાંઓના સંબંધમાં લોકોને જોખમદાર રાજ્યનો પૂરેપૂરો અધિકાર આપવામાં આવશે.

---

# પ્રકરણ સાતમું.

## પ્રાંતિક સરકારની વહીવટી સભામાંના સુધારા.

ગવર્નર અને તેની વહીવટી સભાના સંબંધમાં ધારાસભાની સત્તા કેવી રીતે કાયદાથી વધારવામાં આવી છે તે હવે જુઓ. સરકારનું સૌથી અગત્યનું કર્તવ્ય, જે રીતે તે સરકાર લોકો પાસેથી કરો ઉઘરાવીને મહેસૂલ એકઠી કરે છે તે, તથા એ ઉઘરાવેલી વસૂલ કર ભરનારાના લાભને માટે કેવી રીતે વાપરે છે તે છે. જે લોકો પાસેથી તેમના પોતાના ફાયદાને માટે એ મહેસૂલ લેવામાં આવે છે તે લોકોને સરકારે — કેવી રીતે તે મહેસૂલ લેવી અને વાપરવી જોઈએ તે નક્કી કરવાની સત્તા ચાલુ પદ્ધતિ પ્રમાણે તો મળેલી નથી. કોઈ પણ જોખમદાર સરકાર પ્રતિનિધિઓ ચુંટવાનો અધિકાર લોકોને આપ્યા વિના તેમના ઉપર કર નાખી શકે નહિ; એટલે કે, લોકો પોતાના પ્રતિનિધિઓ મારફત એવી સરકારમાં ઉપજ અને ખર્ચ ઉપર કાબુ રાખવાનો હક્ક ધરાવે છે. હાલમાં પ્રાંતિક ધારાસભાના સભાસદો પ્રાંતિક સરકારનાં ઉપજ-

ખર્ચના વાર્ષિક આંકડા બાબત માત્ર ચર્ચા જ કરી શકે છે. આખી એક સંસ્થા તરીકે ધારાસભાને તેને માટે મત આપવાનો અધિકાર નથી. પરંતુ સુધારાના કાયદાએ એ પદ્ધતિ ફેરવી નાખી છે. તેમાં એવું ઠરાવ્યું છે કે, પ્રાંતનાં વાર્ષિક ઉપજખર્ચના અંદાજી આંકડાને દર વર્ષે પોતાની મંજૂરી આપવી કે તે મંજૂર કરવાની ના કહેવી એને લગતી સત્તા ધારાસભાને રહેશે. એ વસૂલાતની અથવા ખર્ચની બધી રકમ રદ કરવાને અથવા તો તેમાંની અમુક રકમ ઓછી કરવાને માટે પણ એ સભાને અધિકાર મળ્યો છે.

સભાને આપેલી આ સત્તા ઉપર કાયદાથી અમુક જાતનો અંકુશ મૂકવામાં આવ્યો છે એ વાત ખરી છે. એ અંકુશ એવો છે કે, સભાનો ઠરાવ અમલમાં મૂકવાની ના પાડવાની સત્તા પ્રાંતના સુબાને કાયદાથી મળી છે. એ અંકુશ નાપસંદગી બતાવવાની સત્તાની બાબતમાં છે. બંધારણની રૂએ ચાલતા વહીવટવાળા દેશોમાં એવા પ્રસંગમાં રાજ્યના ઉપરી અમલદારોને આવી નાપસંદગીની સત્તા ઘણુંખરૂં આપવામાં આવે છે. રાજ્યકારભારને માટે છેવટે તો રાજ્યનો ઉપરી અધિકારી જવાબદાર છે. તેટલા માટે સભાએ કરેલા ખોટા ઠરાવો સામે એક જાતના બચાવ તરીકે એ સત્તા આપવામાં આવેલી છે. પરંતુ બીજા દેશોમાંના, તેમાંએ ખાસ કરીને ગ્રેટ બ્રિટનમાંના જોખમદાર રાજ્યના અનુભવથી એમ જણાય છે કે, આ નકારની સત્તા કાયદાથી ચાલુ હોય છે તો પણ વ્યવહારની અંદર તેનો ઉપયોગ ભાગ્યે જ થતો હોય છે; તેનો ઉપયોગ વારંવાર કરવામાં આવે છે ત્યારે મુશ્કેલીઓ ઉભી થાય છે; અને તેથી ગમે તેમ પણ વર્ષો વીતતાં તે વ્યવહારૂપણે તો રદ જ–નકામી જ–થાય છે. બંધારણવાળા રાજ્યની, જાતે કારભાર ચલાવતી બધી સભામાં જોવામાં આવતી નકારની સત્તા બચાવના સાધન તરીકે મનાય છે, ને તે સભાઓએ અનુભવ મેળવ્યો ન હોય ત્યાં સુધી તેમનાં શરૂઆતનાં વર્ષો દરમ્યાન ખાસ જરૂરની ગણાય છે.

પ્રાંતિક સરકારમાં સુધારાના કાયદાએ કરેલા ફેરફારોમાંના છેલ્લા

મુદ્દા બાબત હવે હું બોલવા માગું છું.

૧૯૧૦ સુધી સરકાર ત્રણ અમલદારોથી બનેલી હતી. તે બધા અંગ્રેજ લોકો હતા. અર્થાત્ સુબો (ગવર્નર) પોતે અને હિંદુસ્તાનની (સનદી નોકરી) 'સિવિલ સર્વિસ'ના બે સભાસદો મળીને ત્રણ સભાસદો હતા. સુબાની વહીવટી સભા તેમનાથી બનેલી હતી. ૧૯૧૦માં માત્ર એક હિંદી સભાસદ એ સભામાં ઉમેરવામાં આવ્યો. તેટલા માટે તે વહીવટી સભામાં ત્રણ અંગ્રેજ અમલદારો અને માત્ર એક હિંદી અમલદાર છે.

સુધારાના કાયદાથી એ સભાના હિંદી તત્ત્વમાં સુધારો થાય છે. તેમાં એવું નક્કી કરવામાં આવ્યું છે કે, અત્યાર સુધીના વહીવટી સભાના બે અમલદારો પૈકીનો એક જ સભાસદ હિંદુસ્તાનની 'સનદી નોકરી'માંથી લેવામાં આવશે. એથી સભામાં બાકી રહેલી જગ્યાએ હિંદીઓને નીમવાને માટે સરકારને માર્ગ ખુલ્લો થાય છે.

કાયદાનો આ મુદ્દો પાર્લામેંટની સંયુકત સમિતિએ કરેલી ભલામણો સાથે વાંચવો જોઇએ. જૂનો ધારો હજી સુધી અમલમાં છે તે પ્રમાણે વહીવટી સભાના સભાસદોની સંખ્યા ચાર કરતાં વધારે હોઇ શકતી નથી. એ ધારો નવા કાયદાથી ફેરવાયો નથી. પરંતુ પાર્લામેંટની સંયુક્ત સમિતિએ એવી ભલામણ કરી છે કે, સામાન્ય નિયમ તરીકે વહીવટીસભા સુબા ઉપરાંત બે કરતાં વધારે સભાસદની બનેલી હોવી ન જોઇએ. તેમાંનો એક સભાસદ હિંદુસ્તાનની 'સનદી નોકરી'માંથી નીમાશે. વિશેષમાં સમિતિએ એવી ભલામણ કરી છે કે, કોઇ પણ કારણસર વહીવટીસભા ચાર સભાસદોની બને તો તેમાંના બે સભાસદો અમલદારો પૈકીમાંના હોવા જોઇએ, અને બાકીના બે બિનઅમલદારી હિંદીઓ હોવા જોઇએ. બ્રિટિશ સરકારે આ ભલામણ કબૂલ રાખી છે; ને તે અમલમાં મૂકવામાં આવશે તો તેથી પ્રાંતિક સરકારની વહીવટી સભાનું હિંદી તત્ત્વ મજબૂત થશે ને તેમાં સુધારો થશે. સુધારાના કાયદાથી હિંદુસ્તાનને એ ઘણો મોટો લાભ થયો છે.

અત્રે કુદરતી રીતે એક સવાલ ઉભો થાય છે.

(તમે કહેશો કે) ખરૂં. સોંપેલા વિષયોને નામે ઓળખાતા કેટલાએક વિષયો એ હિંદી પ્રધાનોને સોંપીને પ્રાંતિક રાજ્યવહીવટમાં જોખમદાર રાજ્યનું પહેલું પગલું એ સુધારાનો કાયદો આપે છે. એ પણ ખરૂં કે, આ પ્રધાનોની અમલદારીની મુદત અને બરતરફી લોકોના ચુંટાયેલા પ્રતિનિધિઓની ચોખ્ખી અને પૂરેપૂરી બહુમતિવાળી ધારાસભાના સભાસદોના હાથમાં રહેશે. બેશક, આ બધું જોખમદાર સ્વરાજ્ય છે. પરંતુ લોકોને એવો લાભ એક હાથે આપતાં બીજે હાથે તે કાયદો પ્રધાનોની તેમ જ સભાની ઉપરવટ થવાની સત્તા સુબાને આપીને તે લાભ પાછો ખેંચી લેતો નથી અથવા તેની કીમત ઓછી કરતો નથી?

આ સવાલનો જવાબ આપતાં હું કબૂલ કરીશ કે, એ કાયદો સુબાને એ સત્તા આપે છે ખરો.

પરંતુ એ કાયદાએ એ સત્તા શા માટે આપી છે તે, તથા જેટલે દરજ્જે સુધારાના કાયદાએ જોખમદાર રાજ્યનો લાભ આપ્યો છે તે ધ્યાનમાં લેતાં એ સત્તા એ લાભને ખરેખર ઘટાડે છે કે કેમ તે આપણે શાંતપણે અને નિષ્પક્ષપાતપણે જરા તપાસી જોઇએ.

રાજ્યના ઉપરી અમલદારોને એવી સત્તા હોવી એ જોખમદાર રાજ્યના ઇતિહાસમાં કંઇ નવી બાબત નથી. અમેરિકાના 'યુનાઇટેડ સ્ટેઇટ્સ'ના જોખમદાર રાજ્યના ઇતિહાસનો દાખલો લો. હું એ દાખલો કહું છું તેનું કારણ એ છે કે, અમેરિકાનું રાજ્ય લોકોનું, લોકોના લાભ માટે, લોકોથી ચલાવાતું રાજ્ય ગણાતું આવ્યું છે. તે સ્વતંત્રતાનો, લોકોના હક્કનો અને પ્રજાસત્તાકરાજ્યનો દેશ છે એમ પણ તેને માટે કહેવાય છે. પરંતુ પોતાના પર અમલ ચલાવવાની સત્તા લોકોને આપનારૂં જોખમદાર રાજ્યનું બંધારણ અમેરિકાના લોકોએ પ્રથમ ઘડયું ત્યારે ખરેખરૂં શું બન્યું હતું? એ બંધારણમાંની એ સત્તાને ચારે તરફથી અંકુશોથી એવી જકડી લેવામાં આવી હતી કે 'યુનાઇટેડ સ્ટેટ્ઇસ'ના હમણાંના પ્રમુખ (દા. વુડરો વિલ્સન) ના શબ્દોમાં કહીએ તો, તે બંધારણની "મતલબ પ્રજાસત્તાક રાજ્યની ન હતી." તે એવું કહે છે કે, "તેની

ગોઠવણુની તથા રચનાની મતલબ લોકોની બહુમતિનો સપાટો અટકાવવાની હતી." અમેરિકાના રાજ્યના પહેલા પ્રમુખ વૉશિંગ્ટનનો તથા તેની સાથેના બીજા લોકોનો એ બંધારણ ઘડવામાં તથા તેને મંજૂર કરાવવામાં હાથ હતો, તેથી તેઓ જૂના વિચારના અને "જૂની દુનિયાના રાજનીતિજ્ઞો" કહેવાતા. આજે પણ કાયદાએ આપેલી પ્રમુખની સત્તા અમુક દરજ્જે જહાંગીરી અથવા આપમુખત્યારીની છે.

પોતાના પ્રમુખને જહાંગીરી સત્તા આપવાને, તથા ધારાસભામાં લોકોના ચુંટાયેલા પ્રતિનિધિઓની સ્વતંત્ર સત્તા ઉપર અને તેમના સ્વતંત્ર કામકાજ ઉપર બંધન મૂકવાને માટે જોખમદાર રાજ્યનો કાયદો ઘડનારાઓ કેમ દોરવાયા? એનું કારણ આ પ્રમાણે છે.

જે રાજ્ય લોકોએ નીમેલા અમલદારોથી ચલાવાતું હોય અને જે અમલદારોને તેમના અમલ ઉપરથી ધારાસભાના પોતે ચુંટેલા પ્રતિનિધિઓ મારફત લોકોથી દૂર કરી શકાય એમ હોય એવું રાજ્ય લોકોનું જોખમદાર રાજ્ય કહેવાય છે. હવે, લોકો તરફથી એવી રીતે ચલાવાતા લોકરાજ્યને ખાસ ભય રહેલો છે. એ ભય આ પ્રમાણે છે. અમેરિકાના જોખમદાર રાજ્યનું બંધારણ ઘડનારા માણસોના શબ્દોનો ભાવાર્થ કહીએ તો, ઇતિહાસથી આપણે એમ જ શીખીએ છીએ કે, "રાજ્ય ટકી રહે અને સારી રીતે ચાલે તે માટે ઉત્સાહ ધરાવનારા માણસના સંકુચિત ક્ષેત્રવાળા કોઇની આડે બહુ ભાગ્યે જ કાંઇ મહત્ત્વાકાંક્ષા છૂપાઈ રહેલી હોય છે; પણ ઘણુંખરૂં તો, લોકોના હક્ક જાળવવા માટે ઉત્સાહ ધરાવનારા માણસના વિશાળ અર્થવાળા કોઇની પૂંઠે જ ભયંકર મહત્ત્વાકાંક્ષા લપાઇ રહેલી હોય છે." ઘણા લોકો સંપીને ભેગા થાય અને થોડા ઉપર જુલમ ગુજારે એ બને એમ છે: અને એ પ્રમાણે ઘણા લોકો ભેગા થાય છે પણ ખરા, અને તે થોડાક માણસો પર જુલમ ગુજારે છે પણ ખરા. એને થોડાક લોકો ઉપરનો ઘણા લોકોનો જુલમ કહે છે. તેટલા માટે, લોકોનું રાજ્ય બંડખોર અથવા ધાંધલીઆ લોકોથી શરૂ થાય છે અને જુલમી લોકોથી તેનો અંત આવે છે, એવી સાધારણ કહેતી પડી ગઈ

છે. એવા જોરજૂલમ સામે થોડી સંખ્યાવાળા માણસોના સ્વાર્થનું રક્ષણ કરવાને માટે કાયદો રાજ્યના ઉપરી અધિકારીને સત્તા આપે છે. દેશ કેટલે અંશે સ્વતંત્ર છે તે જાણવું હોય તો ઘણી સંખ્યાવાળા માણસોની સામે થોડી સંખ્યાવાળા માણસો કેટલું રક્ષણ ભોગવે છે તે જોવું જોઇએ. અમેરિકાના પ્રમુખને આપવામાં આવેલી સત્તાનું આ એક કારણ છે.

બીજું કારણ એ છે કે, લોકોના રાજ્યને નામે ઓળખાતા રાજ્યના ઇતિહાસથી મળેલા અનુભવે સાબીત કરી આપ્યું છે કે, એવું રાજ્ય એક અથવા બીજે પ્રસંગે "ઉડદાબેગું કામ કરનારૂં અને માથું મારી કામમાં હરકત કરનારૂં" માલૂમ પડયું છે. એટલા જ માટે કૅનેડાના રાજ્યબંધારણની શરૂઆત જોખમદાર રાજ્ય અપાયા વિના થઇ છે.

તેટલા માટે, પ્રાંતોના લોકોને આપેલી જોખમદાર રાજ્યની ઉપર સુબાને આપેલી સત્તાથી અંકુશ મૂકવામાં આવેલો છે તે પરથી તેમની સત્તાને આપણે હલકી ગણવી જોઇએ નહિ. સુબો પોતે ડહાપણથી અથવા વિના ડહાપણે તે સત્તાનો ઉપયોગ કરશે. તે તેનો ઉપયોગ વારંવાર નહિ કરતાં માત્ર પ્રસંગે જ કરશે, અને જાહેર મત દર્શાવી શકે એવી માન્ય થયેલી સંસ્થાઓ મારફત લોકોએ જણાવેલી પોતાની મરજીને માન આપીને તે સત્તા તે વાપરશે તો તેણે ડહાપણ વાપર્યું કહેવાશે. એથી ઉલટું, લોકોની મરજીની દરકાર નહિ રાખીને સુબો એ સત્તા વારંવાર વાપરશે તો તે અપ્રિય થઇ પડશે એટલું જ નહિ, પણ સભા પોતાને મળેલી સત્તાનો ડહાપણ ભરેલો ઉપયોગ કરીને સરકારનું કામકાજ સુબાથી ન ચલાવી શકાય એવું કરી મૂકશે. જે બાબતમાં પોતાના પક્ષમાં ચોખ્ખે ચોખ્ખો ન્યાય હશે તથા સભાની બહારનો જાહેરમત તેને પોતાને મદદગાર હશે તે સિવાય, સુબો સભાની સામે પોતાની તરવાર ચલાવતાં બે વખત વિચાર કરશે.

---

# પ્રકરણ આઠમું.

## વડી અથવા મુખ્ય સરકારના સુધારા.

હિંદુસ્તાનના રાજ્યકારભારમાં પ્રાંતિક સરકારની પછી વધારે અધિકારવાળી સરકાર 'હિંદી સરકાર'ને નામે ઓળખાતી વડી અથવા મુખ્ય સરકાર છે.

એને વડી અથવા મુખ્ય સરકાર કહેવાનું કારણ એ છે કે, એ સરકાર મુખ્ય છે ને તેને આધારે બધી પ્રાંતિક સરકાર ચાલે છે. પ્રાંતિક સરકાર ઉપર તેની સત્તા હોય છે.

એમાં ધ્યાનમાં રાખવાનો પહેલો મુદ્દો એ છે કે, સુધારાના કાયદાએ કરેલા ફેરફારોથી વડી સરકારના બંધારણમાં જોખમદાર રાજ્યનું એક પણ તત્ત્વ દાખલ થયું નથી.

આનું કારણ એવું જણાય છે કે, બ્રિટિશ પાર્લામેંટને એવો વિચાર આવ્યો છે કે, આવું રાજ્ય એકદમ નહિ વધતાં તેણે ક્રમે ક્રમે આગળ વધવું જોઇએ. ૧૯૧૭ ના ઑગસ્ટ માસની ૧૭ મી તારીખે હિંદી વજીરે પાર્લામેંટમાં એ બાબત જાહેર કરી હતી. તે ઉપરથી પહેલા સંગીન પગલા તરીકે જોખમદાર રાજ્ય હાલમાં પ્રાંતિક સરકારમાં શરૂ કરવું એવા ઠરાવ ઉપર પાર્લામેંટ આવી. વર્ષો વીતતાં મળેલા અનુભવથી તે આગળ વધવાનું છે. એ રીતે આખરે હિંદુસ્તાનના રાજ્યકારભારની બધી બાબતોમાં સંપૂર્ણ જોખમદાર રાજ્ય સ્થપાશે.

એ વધારાની સત્તા કેટલે દરજ્જે આપવી તે વિષે વિચાર કરવાને માટે સુધારાનો કાયદો પસાર થયા પછી દસ વર્ષે એટલે કે ૧૯૩૦ ની આખરે મલીક મુઆઝમ બાદશાહ સલામત પંચ નીમશે એવું કાયદામાં ઠરાવવામાં આવ્યું છે. એ પંચ હાલના કાયદાના અમલની પદ્ધતિ તથા અસર સંબંધે તપાસ કરશે. હાલના સુધારાના કાયદા પ્રમાણે અપાયેલા જોખમદાર રાજ્યના તત્ત્વને વિસ્તારવાના અથવા તેમાં ફેરફાર કરવાના પ્રશ્ન વિષે એ પંચ પોતાનો અહેવાલ બાદશાહ સમ્રાટને રજુ કરશે.

વડી સરકારની બાબતમાં હિંદુસ્તાનને એ કાયદાથી જોખમદાર રાજ્ય અપાયેલું નથી તો પણ એ કાયદાએ એ સરકારના બંધારણમાં સંગીન ફેરફાર કરેલો છે. એ સંગીન ફેરફારોથી એ સરકારના **હાલના** બંધારણમાં સુધારા દાખલ કરવામાં આવ્યા છે.

એ ફેરફારો અને સુધારા હું હવે ગણાવીશ.

હિંદુસ્તાનની વડી સરકારની બે શાખા છે. એમાંની એક શાખા હિંદી સરકારનું વહીવટીખાતું કહેવાય છે. બીજી શાખા તેનું ધારાખાતું કહેવાય છે.

પ્રથમ વહીવટીખાતું આપણે લઈશું.

હાલમાં એ ખાતું હિંદુસ્તાનના વડા હાકેમ નામદાર ઉપરાજની વહીવટી સભા છે. એ સભામાં હિંદુસ્તાનના લશ્કરના મુખ્ય સેનાપતિ ( કમાંડર-ઇન-ચીફ ) ઉપરાંત છ સભાસદો છે, ને તેમાંનો માત્ર એક જ સભાસદ દેશી છે.

સુધારા આવતા વર્ષથી શરૂ થશે ત્યારે એ વહીવટી સભાના સભાસદ તરીકે ઓછામાં ઓછા ત્રણ દેશી સભાસદો હશે. એટલે દરજ્જે હિંદુસ્તાનને લાભ થયો છે.

પાર્લામેંટે નીમેલી સમિતિએ આ ભલામણ કરી છે. તે કહે છે કે, જેમ જેમ વખત જતો જશે તેમ તેમ વહીવટી સભામાં અંગ્રેજ સભાસદોના કરતાં વધારે અને વધારે દેશી સભાસદો નીમાતા જવાનો સંભવ છે.

વિશેષમાં, પાર્લામેંટે વર્ષો પહેલાં પસાર કરેલા કાયદા પ્રમાણે આજ સુધી એવું ધોરણ ચાલતું આવ્યું છે કે, વહીવટી સભાનો કાયદાનો સભાસદ વકીલ હોવો જોઇએ, અને તેણે ઈંગ્લાંડમાં 'બૅરીસ્ટર -ઍટ-લૉ' ની પદવી મેળવેલી હોવી જોઇએ. હિંદુસ્તાનના ઘણા જ હોશિયાર વકીલો ઈંગ્લાંડ ગયેલા નહિ હોવાને કારણે જ કાયદાના આ પ્રતિબંધને લીધે એ જગ્યા મેળવી શકતા ન હતા. સુધારાના કાયદાએ એ પ્રતિબંધ દૂર કર્યો છે. હવેથી હિંદુસ્તાનની વરિષ્ટ અદાલતનો

વકીલ પણ વડી સરકારની વહીવટી સભાનો કાયદાનો સભ્ય થઇ શકશે.

એ વડી સરકારના વહીવટી ખાતા માટે આટલું બસ છે.

હવે એનું ધારાખાતું જોઇએ.

સરસુબા (ગવર્નર જનરલ) ની ધારાસભામાં હાલમાં ૬૮ સભાસદો છે. એમાં અમલદારોની સંખ્યા વધારે છે. એ સભામાં જે થોડાએક બિનસરકારી સભાસદો છે તે અમુક અંશે સરકારે નીમેલા છે, અને અમુક અંશે અમુક અમુક જમીનદારો, મુસલમાનો, વેપારીઓ, કારખાનાંવાળાઓ અને પ્રાંતિક ધારાસભાઓના બિનસરકારી સભ્યો જેવી થોડી પસંદ કરવામાં આવેલી સંસ્થાઓની ભલામણ ઉપરથી સરકારે નીમેલા છે.

પરંતુ સુધારાના કાયદા પ્રમાણે વડી સરકારનું ધારા ઘડવાનું કામ બે મંડળોથી કરવામાં આવશે. એટલે કે, આખા બ્રિટિશ હિંદુસ્તાનને લાગુ પડતા કાયદા એ બન્ને મંડળો કબૂલ રાખશે ત્યારે જ પસાર થયેલા ગણવામાં આવશે. એમાંનું એક મંડળ **રાજસભાને** નામે ઓળખાશે, અને બીજું મંડળ **ધારામંડળ** કહેવાશે. એ બન્ને મળીને હિંદુસ્તાનની પાર્લામેંટ સ્થપાયા જેવું થયું છે. આ શરૂઆતની સ્થિતિએ એમાં બ્રિટિશ પાર્લામેંટ–અમીરોની અને આમની સભા–નાં કેટલાંએક અગત્યનાં લક્ષણો હજી સુધી સમાયેલાં નથી. પણ એવી કલમોથી તેની શરૂઆત થાય છે કે, તેથી વખતના વહેવાની સાથે બ્રિટિશ પાર્લામેંટની બન્ને સભાઓ જેવી રાજ્યપદ્ધતિ ખીલી નીકળવાની આશા રાખી શકાય છે. રાજસભા બ્રિટિશ અમીરોની સભા જેવી ઉપલી સભા છે. ધારામંડળ બ્રિટિશ આમની સભા જેવી નીચલી સભા છે. આ સ્થિતિથી હાલ તરતને માટે તો હિંદુસ્તાનની ભવિષ્યની પાર્લામેંટની સરકારનું બીજ રોપાયું છે.

**ધારામંડળના** સભાસદો નીમવાને અથવા પસંદ કરવાને જે નિયમો ઘડવામાં આવશે તે નિયમો પ્રમાણે નીમાયેલા અથવા ચુંટાયેલા ૧૪૦ સભાસદો તેમાં બેસશે. તેમાં ચુંટાયેલા સભાસદો ૧૦૦ રહેશે. તેમની ચુંટણી સીધી રીતે થશે. એટલે કે, હમણાંની ધારાસભામાં

અત્યાર સુધી પોતાના તરફથી સભાસદો ચુંટવાને મતદારોએ પસંદ કરેલાં પ્રતિનિધિ મંડળો જ ચુંટણી કરતાં આવ્યાં છે તેમ નહિ થતાં હવેથી ખુદ મતદારો જ તેમને સીધે સીધા ચુંટી કાઢશે. એ કાયદો એવું ઠરાવે છે કે, એ ૧૪૦ સભાસદોની સંખ્યા વધારો શકાશે. પરંતુ તે એટલું પણ ઠરાવે છે કે, એવો વધારો કરવામાં આવશે ત્યારે સભાના સભાસદોની કુલ સંખ્યાના ઓછામાં ઓછા પાંચસપ્તમાંશ જેટલા સભાસદો ચુંટણીથી નીમાશે, એટલે કે, મૂળની યોજનાનું પ્રમાણ એમ ને એમ ચાલુ રહેશે, અને ઓછામાં ઓછા એકતૃતીયાંશ જેટલા સભાસદો બિનસરકારી સભ્યો હશે.

એનો અર્થ એ થાય છે કે, શરૂઆતથી જ ધારામંડળમાં બિનસરકારી સભ્યોની ચોખ્ખી બહુમતિ રહેશે, અને ચુંટાયેલા સભાસદોની બહુમતિ પાંચથી બેના પ્રમાણમાં રહેશે. એટલે કે, ચુંટાયેલા દર પાંચ સભાસદોએ નીમાયેલા બે સભાસદો રહેશે.

હિંદી સરકારની ધારાસભામાં અત્યારસુધી સરકારી અમલદારોની બહુમતિ રહેતી આવી છે તે હવે આ કાયદાથી આ મંડળમાં રહેશે નહિ.

એ કાયદો એવું પણ ઠરાવે છે કે, એ મંડળની સભાઓમાં હિંદનો વડો હાકેમ વાઇસરૉય પ્રમુખસ્થાન લેશે નહિ. પહેલાં ચાર વર્ષ સુધી તેણે નીમેલો કોઇ માણસ પ્રમુખપદ લેશે. તે મુદ્દત પછી મંડળ પોતે વડા હાકેમની સંમતિની શરતે પોતાનો પ્રમુખ ચુંટી લેશે.

રાજસભાના સભાસદોની ચુંટણીની કે નીમણુકની બાબતમાં હવે પછી ઘડવામાં આવનારા નિયમો પ્રમાણે ચુંટાયેલા અથવા તો નીમાયેલા ૬૦ થી વધારે સભ્યો એ સભામાં બેસશે નહિ. એ સાઠમાંના વધારેમાં વધારે ૨૦ સભાસદો અમલદાર વર્ગના હશે. બ્રિટિશ પાર્લામેંટની અમીરોની સભાને મળતી આવતી આ ઉપલી સભામાં ચુંટાયેલા સભાસદોની બહુમતિ રહેશે નહિ, તો પણ બિનઅમલદારવર્ગની બહુમતિ તો રહેશે. તેના એક સારા લક્ષણથી બ્રિટિશ અમીરોની સભાના કરતાં વધારે લાભ મળે છે એટલે તે લક્ષણ ખાસ કહેવા જેવું છે.

અમીરોની સભાના બધા સભાસદો ઉમરાવો હોય છે, અને ઉમરાવની પદવી આપતી વખતે જે મુખ્ય પ્રધાન રાજ્યકારભાર ચલાવતો હોય છે તેની ભલામણથી રાજાએ એમને ઉમરાવ બનાવેલા હોય છે. તેથી વસ્તુતઃ તેઓ બ્રિટિશ સરકારે નીમેલા સભાસદો હોય છે. ગમે તેમ પણ, તેઓને કદિ પણ ચુંટી કાઢવામાં આવતા નથી. ખરૂં કહીએ તો, ઇંગ્લાંડમાં અમીરોની સભાને નામે ઓળખાતી ઉપલી સભામાં ચુંટણીના તત્ત્વ જેવું કંઇ હોતું જ નથી. અહીં હિંદુસ્તાનમાં સુધારાના કાયદા પ્રમાણે આપણે તેમાં ચુંટાયેલા સભાસદોથી શરૂઆત કરીએ છીએ. એ જ સારી શરૂઆત છે. બ્રિટિશ અમીરોની સભાના ઘણા ખરા સભાસદો તો વંશપરંપરાથી ઉતરી આવેલા હક્કની રૂએ સભાસદો બનેલા છે. જે કોઈને ઉમરાવની પદવી મળી હોય છે તે પોતાનો બાપ અથવા પૂર્વજ ઉમરાવ હોવાને લીધે અમીરોની સભાનો સભાસદ થવાને માટે હક્ક ધરાવે છે. અહીં હિંદુસ્તાનમાં આપણે એવી જાતની ઉપલી સભાથી શરૂઆત કરીએ છીએ કે, તેમાં વંશપરંપરાના હક્કનો વિચાર રાખવામાં આવ્યો જ નથી. કોઈ પણ માણસ સરકાર તરફથી નીમાયા વિના અથવા તો લોકોના મતદારમંડળ તરફથી ચુંટી કઢાયા વિના તે સભાનો સભાસદ થઇ શકશે નહિ. એથી પણ વિશેષ એ છે કે, ધારામંડળની માફક રાજસભાના ચુંટાયેલા સભાસદોને ખુદ મતદારો જ સીધી ચુંટણીથી ચુંટી કાઢશે.

રાજસભાને નામે ઓળખાતી એ ઉપલી સભાના સંબંધમાં પણ વધારાના કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું છે કે, તેના કામકાજમાં હિંદનો વડો હાકેમ વાઇસરૉય પ્રમુખસ્થાન લેશે નહિ. આ બાબતમાં તો તેને રાજસભાના સભાસદોમાંથી એકને પ્રમુખ નીમવાની કુલ સત્તા રહેશે.

આ સુધારાના કાયદાથી આ બન્ને સભાઓને વડી સરકારના વાર્ષિક ઉપજખર્ચની કેફિયત અથવા અંદાજી આંકડાવારી વિષે વાદવિવાદ ચલાવવાનો હક્ક મળે છે. એ અંદાજપત્ર ઉપર મત

આપવાનો અને તેમાં કોઇ પણ બાબતના ખર્ચને માટે સરકાર તરફથી કરવામાં આવેલી માગણી મંજૂર રાખવાનો યા નાકબૂલ કરવાનો વધારાનો અને બહુ અગત્યનો હક્ક ધારામંડળને આપવામાં આવ્યો છે. હિંદુસ્તાનની સરકારની ધારાસભાને એવો હક્ક અત્યાર સુધી હતો નહિ અને આજે છે પણ નહિ તે હવે પહેલી જ વાર મળ્યો છે એમ કહી શકાય. એથી ધારામંડળ બ્રિટિશ આમની સભાને મળતી આવે છે. કારણ કે, બ્રિટીશ આમની સભાના પોતાના જ કબજામાં બ્રિટિશ નાણા-ખાતું રહેલું છે. ધારામંડળને અંદાજપત્ર ઉપર મત આપવાનો હક્ક મોટે ભાગે આપવામાં આવેલો છે, તો પણ સુધારાના કાયદાએ એ હિંદી અંદાજપત્રમાંની કેટલીએક બાબતોને અપવાદ રૂપ ગણીને તેના પર મત આપવાનો હક્ક ધારામંડળને આપ્યો નથી. બન્ને સભાઓને અંદાજપત્ર ઉપર વાદવિવાદ ચલાવવાનો હક્ક કાયદાએ આપ્યો છે તે હક્ક પણ તેમની બાબતમાં તો કાયદાએ આપ્યો નથી. પણ આવી રીતે બાતલ રાખવામાં આવેલી બાબતો એવા પ્રકારની છે કે, હિંદુસ્તાનના રાજ્યવહીવટની હાલની સ્થિતિએ એ બાબતો વિષે બન્ને સભાઓ ડખલ કરે તો તે કયાં તો નકામી થઇ પડે અથવા તો નુકસાન-કારક નીવડે. પરંતુ અંદાજપત્રની જે બાબતો વિષે મત આપવાનો હક્ક ધારામંડળને આપવામાં આવ્યો છે તે બધી બાબતો ખરેખરી રીતે હિંદુસ્તાનના લોકોના સ્વાર્થને લગતી તથા રોજના જીવનને લગતી છે. અંદાજપત્ર ઉપર મત આપવાનો હક્ક હિંદી ધારાસભાને પહેલી જ વાર આપવામાં આવ્યો છે તે આથી ઘણો જ કીમતી થઇ પડે છે.

પ્રાંતના એટલે કે ઇલાકાના સુબાને નકાર કરવાનો હક્ક મળ્યો છે તેમ હિંદુસ્તાનના વડા હાકેમને પણ એવો હક્ક આપવામાં આવ્યો છે. બન્ને સભાઓના મત રાજ્યવહીવટને તથા દેશને નુકસાન-કારક છે એવું તેને લાગે તેવે વખતે તેમના મતની નાપસંદગી કરવાનો એટલે કે તેને નકાર ભણવાનો હક્ક સુધારાના કાયદાથી તેને મળે છે. છેલ્લા પ્રકરણને અંતે જે જાતની સાવચેતી મેં બતાવી છે તે જ

જાતની સાવચેતી પર આ સત્તાનો આધાર પણ રહેલો છે. બન્ને ધારામંડળોની સાથેના વડા હાકેમના સંબંધમાં પણ એ જ સાવચેતીનો વિચાર કરવાનો રહે છે.

---

## પ્રકરણ નવમું.

### હિંદી વજીર અને તેની સભા.

વડી સરકાર પછી વહીવટની બાબતમાં ચઢતા પ્રકારની અને તેને કાબુમાં રાખનારી સત્તા હિંદી વજીરની છે. હિંદી વજીર પાર્લામેંટને જવાબદાર છે, ને એ પાર્લામેંટ એની મારફત હિંદી સરકાર ઉપર કાબુ ધરાવે છે. જે વખતે જે પક્ષ સત્તા ઉપર હોય અને બાદશાહ સલામતની સરકાર રૂપ બનેલો હોય તે વખતે તે પક્ષમાંથી કોઇને એ હિંદી વજીરની જગ્યાએ નીમવામાં આવે છે.

'ઇંડિયા કાઉન્સિલ' ને નામે ઓળખાતી સભા હિંદી વજીરને મદદ કરે છે. એની કચેરી લંડનમાં છે ને તે 'ઇંડિયા ઑફિસ' કહેવાય છે. હિંદી વજીરનો અને તેના મદદનીશ સભાસદોનો પગાર તથા 'ઇંડિયા ઑફિસ'નો તમામ ખર્ચ અત્યાર સુધી હિંદી તીજોરીમાંથી આપવામાં આવતો હતો. હિંદુસ્તાનના આગેવાનો એ પદ્ધતિને ગેરવ્યાજબી ગણતા આવ્યા છે. હિંદુસ્તાનની રાષ્ટ્રીય સભા ૧૮૮૫ માં સ્થપાઇ ત્યારથી એ અગત્યની બાબતમાં ફરિયાદ કરતી રહી છે. એ રિવાજ ગેરવ્યાજબી ગણાયો છે. કારણ કે, પાર્લામેંટમાં જેવી રીતે હિંદુસ્તાનના પ્રતિનિધિ તરીકે હિંદી વજીર હોય છે, તેવી રીતે ઇંગ્લાંડના સંસ્થાનોના પ્રતિનિધિ તરીકે સંસ્થાનોનો વજીર હોય છે, પણ એનો પગાર તથા એની કચેરીનો ખર્ચ સંસ્થાનોની મહેસુલમાંથી કાંઇ આપવામાં આવતો નથી. સુધારાના કાયદાએ એ ગેરવ્યાજબીપણું દૂર કર્યું છે. હવે પછીથી હિંદુસ્તાનના વજીરનો પગાર ( વર્ષે પાંચ હજાર મોહોર ), નાયબ વજીરોનો પગાર તથા એ ખાતાનો બીજો ખર્ચ હિંદુસ્તાનના લોકોને

માથે પડવાનો નથી. તે બ્રિટિશ તીજોરીમાંથી આપવામાં આવશે.

આનો અર્થ એટલો જ કે એથી હિંદુસ્તાનમાં મોટી ગંજાવર રકમ ફાજલ રહેશે.

વિશેષમાં, ૧૯૦૮ સુધી હિંદી વજીરની સભામાં એક પણ હિંદી સભાસદ ન હતો. બધા સભાસદો અંગ્રેજ અમલદારો અથવા હિંદુસ્તાનમાંથી નિવૃત્ત થયેલા અંગ્રેજો જ હતા. ૧૯૦૮ માં એક હિંદુ અને એક મુસલમાન એમ કરીને બે હિંદીઓને નીમવામાં આવ્યા. ૧૯૧૭ માં એ સભાના સભાસદ તરીકે ત્રણ હિંદીઓ નીમાયા હતા.

પાર્લામેંટની સંયુક્ત સમિતિએ એ સભામાં વધારે હિંદીઓને દાખલ કરવાની ભલામણ કરી છે. એ ભલામણનો અમલ પણ થવાનો છે. હિંદુસ્તાનને લગતી બાબતો માટે હિંદી વજીરને સલાહ આપવાને ત્રણ કરતાં વધારે હિંદીઓ એ સભામાં હવે પછીથી રહેશે. એથી પણ વધારે એટલું કે, એ પ્રમાણે હિંદી વજીરની સભામાં સભાસદ તરીકે નીમાયેલા હિંદીઓને પોતાની જગ્યાનો પગાર આપવામાં આવશે એટલું જ નહિ પણ તે ઉપરાંત પોતાના દેશથી ઘણે દૂર લંડનમાં રહેવા કરવાના ખર્ચને માટે વાર્ષિક છસો મોહોરની રકમ પણ પગાર કરવામાં આવશે.

વળી, ધારામંડળો અને હિંદી વડી સરકાર હિંદુસ્તાનના સ્વાર્થના મુદ્દાએ એકમત થતાં હશે ત્યાં હિંદી વજીર વચમાં પડશે નહિ અને પોતાની અમલી સત્તાનો ઉપયોગ કરશે નહિ. જ્યાં એ મંડળો અને એ સરકાર વચ્ચે મતભેદ હશે ત્યાં જ માત્ર તે વચમાં પડશે.

અત્યાર સુધીમાં મળેલા અનુભવની આંખે આપણે જોઈશું તો એ સુધારાની કીમત સૌથી સારી રીતે સમજી શકાશે. હિંદુસ્તાનના મજબૂત અને સંયુક્ત જાહેરમતના ટેકાથી વડી સરકારે મજબૂત વાંધો ઉઠાવેલો તે છતાં હિંદુસ્તાનના સ્વાર્થને નુકસાન થાય એવી રીતે હિંદી વજીર વારંવાર વચ્ચે પડ્યા છે. દાખલા તરીકે રૂની જકાતની બાબતમાં, રાજ્ય તરફથી લેવાતા કરની સ્વતંત્રતાના સંબંધમાં, અને હિંદુસ્તાન પર

નાખવામાં આવેલા કેટલીએક લડાઇઓના ખર્ચના અઘટિત બોજાની બાબતમાં હિંદી વજીરે હિંદુસ્તાનના લોકોની ઇચ્છાની વિરૂદ્ધ તથા હિંદી સરકારે તેનો વિરૂદ્ધ વારંવાર તેના કાન ઉઘાડ્યા હતા તે છતાં તે વિષે આંખ આડા કાન કરી અત્યાર સુધી વિરૂદ્ધ વર્તન રાખ્યું છે. તેના આવા વર્તનને લીધે હિંદુસ્તાનના એક વાઇસરૉયે ( લૉર્ડ નૉર્થબ્રુક ) હિંદુસ્તાનને થયેલો અન્યાય સાંખી લેવા કરતાં પોતાની જગ્યાનું રાજીનામું આપવાનું વધારે યોગ્ય ગણ્યું હતું.

સુધારાના કાયદા તળે આવા અન્યાયના પ્રસંગો થોડા ઘણા દૂર થઈ ગયા છે. એ કાયદો એ બાબતમાં હિંદી વજીરનો અધિકાર ઓછો કરે છે એટલું જ નહિ પણ એ કાયદો પસાર કરાવનારી પાર્લામેંટની સંયુક્ત સમિતિએ પણ એવી ભલામણ કરી છે કે, રાજ્યમાં કર નાખવાની તથા તે ઉઘરાવવાની ગોઠવણ કરવાને કાયદા ઘડવામાં હિંદુસ્તાન સ્વતંત્ર રહેવું જોઇએ. એ સમિતિની નીચે આપવામાં આવેલી ટીકાથી બ્રિટિશ શહેનશાહતના અખંડ ભાગીદાર તરીકે હિંદુસ્તાનના ઇતિહાસમાં નવું અને ઉજ્જવળ પ્રકરણ ઉઘડે છે:—

"હિંદુસ્તાનના વેપારની બાબતમાં કર નાખવાની રાજનીતિ ગ્રેટ બ્રિટનના વેપારના લાભની ખાતર 'વ્હાઇટહૉલ' માંથી નીકળેલા ફરમાન પ્રમાણે ચાલે છે એવી માન્યતાથી હિંદુસ્તાનની અને ગ્રેટ બ્રિટનની વચ્ચેનો સારો સંબંધ જેટલો ભયમાં આવી પડશે તેટલો બીજા કશાથી આવી પડે એમ નથી, એવી માન્યતા અત્યારે છે એમાં જરા પણ શંકા નથી. ભવિષ્યમાં એને માટે માર્ગ રહેવો દેવો ન જ જોઇએ એ એટલું જ સ્પષ્ટ છે. શાહી પરિષદ્‌માં હિંદુસ્તાનને સ્થાન મળ્યું તેથી હિંદુસ્તાનની અને સામ્રાજ્યના બીજા દેશોની વચ્ચેના વ્યવહારનું દ્વાર ઉઘડ્યું છે; પણ કાયદા ઘડવાની સત્તા વિનાનો વ્યવહાર નિરર્થક નીવડવાનો સંભવ રહે છે. બ્રિટિશ સામ્રાજ્યના અખંડ વિભાગ તરીકે હિંદુસ્તાનની જરૂરીઆતને વેપારવણજ ઉપરના કરની જે ગોઠવણ બંધ બેસતી આવે તેવી ગોઠવણ કરવાને માટે હિંદી સરકારને છૂટ આપી

હોય તો જ એ સવાલનો સંતોષકારક નીવેડો આવી શકશે એવી બાંહેધરી આપી શકાય એમ છે.........ગ્રેટ બ્રિટન, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલૅંડ, કૅનેડા અને દક્ષિણ આફ્રિકા દેશની માફક પોતાનો સ્વાર્થ સંભાળવાને માટે હિંદુસ્તાનને પણ એવી જ સ્વતંત્રતા હોવી જોઇએ એ તદ્દન દેખીતું છે."

આ ઘણી જ કીમતી સ્વતંત્રતા છે ને હિંદુસ્તાન તેનો સદુપયોગ કરશે તો તેના હુન્નરઉદ્યોગને તથા તેના લોકોને તેનાથી ઘણો જ ફાયદો થશે.

હિંદુસ્તાનના રાજ્યવહીવટ ઉપર હિંદી વજીર પાર્લામેંટ તરફથી જે અધિકાર ભોગવે છે તેને માટે તે બ્રિટિશ પાર્લામેંટને જવાબદાર છે એ વિષે અગાઉ હું કહી ગયો છું. તેથી રાજ્યવહીવટ ઉપર છેવટનો કાબુ ધરાવનાર બ્રિટિશ પાર્લામેંટ છે.

તેટલા માટે હિંદુસ્તાનના બંધારણ પ્રમાણે ચાલતા હિંદુસ્તાનના રાજ્યકારભારના છેવટના વહીવટદાર તરીકે ગણાતી પાર્લામેંટના અધિકારના સંબંધમાં સુધારાના કાયદાએ હિંદુસ્તાનને લાભ થાય એવી રીતે કેવો ફેરફાર કર્યો છે તે આપણે હવે તપાસી જોઇએ.

બ્રિટિશ પાર્લામેંટની સર્વોપરિ સત્તા હિંદુસ્તાનના રાજ્ય વહીવટ ઉપર છે તો પણ, તેણે હિંદુસ્તાનને લગભગ વીસારી દીધું છે અને હિંદુસ્તાનને થયેલા અન્યાય દૂર કરવાની પોતાની સત્તા ચલાવવાને તે ભાગ્યે જ વચ્ચે પડી છે, એવી ફરિયાદ લાંબા વખતથી ચાલતી આવી છે. પાર્લામેંટમાં હિંદુસ્તાનને લગતી ચર્ચા "ખાલી પાટલીઓ" આગળ થતી હોય છે એમ બોલવાની કહેવત પડી ગઇ છે. એ સ્વાભાવિક છે. બ્રિટિશ પાર્લામેંટે પોતાનાં સ્થાનિક ( ગ્રેટ બ્રિટન અને આયર્લૅંડનાં ) કામકાજ જોવાનાં હોય છે. એમાંના ઘણાખરા સભાસદો કદિ પણ હિંદુસ્તાનમાં આવેલા હોતા નથી. હિંદુસ્તાન તેમનાથી એટલું બધું દૂર પડેલું છે કે, તેમનું ધ્યાન ખેંચનાર અને તેમનું મન આકુળવ્યાકુળ કરનાર લડાઇ જેવો અથવા બીજા કોઇ મોટા ખળભળાટ જેવો ગંભીર

કટોકટીનો મામલો આવે નહિ ત્યાં સુધી હિંદુસ્તાનના કામકાજમાં તેમને ઓછો જ રસ પડે એ તદ્દન સ્વાભાવિક છે.

વસ્તુસ્થિતિ એવી છે તો પણ આપણે કબૂલ કરવું જોઇએ કે, સામાન્ય રીતે બોલતાં હિંદુસ્તાન જે સ્વતંત્રતા ભોગવે છે તેને માટે તે બ્રિટિશ પાર્લામેંટનું જ ઋણી છે. એ પાર્લામેંટ બ્રિટિશ લોકોની સ્વતંત્રતાની બુદ્ધિનું તથા અદલ ઇનસાફ અને ન્યાય માટેના તેમના જન્મના વિચારનું પ્રતિબિંબ છે. એવું કહેવાય છે કે, હિંદુસ્તાનમાં અંગ્રેજોનું રાજ્ય ૧૫૦ વર્ષ થયાં છે તો પણ બ્રિટિશ પાર્લામેંટે માત્ર હમણાં જ હિંદુસ્તાનને જોખમદાર રાજ્ય આપવાને માટે વિચાર કર્યો, ને તે આપ્યું પણ અમુક હદમાં જ. પરંતુ પોતાના જ લોકો—બ્રિટિશ–ની બાબતમાં જોખમદાર રાજ્યનો હક્ક ખરેખરો તથા સંગીન અને ગામડાંની વસતિનો તેમ જ મજૂર વર્ગનો સમાવેશ થઈ જાય એવો વિસ્તારવાળો બનાવવાને બ્રિટિશ પાર્લામેંટને કેટલા બધા સૈકા લાગ્યા છે તેનો જરા વિચાર કરી જુઓ. ખરી હકીકત એવી છે કે, દુનિયાની પ્રાચીન અથવા અર્વાચીન બધી પ્રજાઓ પૈકી માત્ર બ્રિટિશ પાર્લામેંટે અને બ્રિટિશ પ્રજાએ જ ખરેખરી સ્વતંત્રતાની અને ખરેખરા જોખમદાર રાજ્યની ભાવના વિકસાવી છે. એકાએક ફેરફાર કરવાથી ફેરફારનો હેતુ પાર પડતો નથી એવું યાદ રાખીને તેઓએ પોતાના દેશમાં જોખમદાર રાજ્યનો વિકાસ કરવામાં ધીમે ધીમે અને સાવચેતીથી પગલાં ભર્યાં છે. તેટલા માટે ઇતિહાસમાં ગ્રેટ બ્રિટન " પાર્લામેંટની માતા " કહેવાય છે. એટલે કે બીજી પ્રજાઓએ એની પાર્લામેંટની સંસ્થાઓની નકલ કરી છે. આપણે હિંદુસ્તાનમાં ફરિયાદ કરીએ છીએ કે, બ્રિટિશ સરકારે સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકનારા કાયદા પસાર કર્યા છે. એ ફરિયાદ વ્યાજબી છે; પણ એથી ઉલટું આપણે યાદ રાખવું જોઇએ કે, જ્યારે જ્યારે સરકારને પાછાં પગલાં ભરવાનો વખત આવ્યો છે ત્યારે ત્યારે પાછાં પગલાં લીધા પછી તરત જ આગળ પગલું ભરાયું છે; અને એ પ્રમાણે, પોતાના પર પોતે જ રાજ્ય કરનારી પાર્લામેંટ જેવી સંસ્થાઓના આદર્શ જેવી

સીડીએ એક પગથીઉં ઉંચે ચઢવામાં હિંદુસ્તાનને તેણે મદદ કરી છે. હિંદુસ્તાનના રાજ્યવહીવટમાં જેને આપણે બ્રિટિશ સરકારની કસૂર માનીએ છીએ તેને માટે આપણે સખત ટીકા કરતા હોઇએ ત્યારે એ સરકારના મુખ્ય પ્રવાહની દિશા આપણે ભૂલી જવી જોઇએ નહિ. એ દિશા જ–મુખ્ય પ્રવાહનું એ વળણ જ–આપણને આદર્શ તરફનો માર્ગ દર્શાવે છે. પવિત્ર ગંગા, આપણી ગંગા મૈયા, કેવી રીતે વહે છે તે ધ્યાનપૂર્વક જુઓ. તેનું વહેણ વાંકુંચુંકું છે. તમે એ વાંકાચુંકા પાટનો જ વિચાર કરશો તો તમે એવું ધારશો કે ગંગાજી પોતાના અંતિમ આદર્શ–મહાસાગર–ને પહોંચવાને માટે પોતાના મુખ્ય સીધા માર્ગથી ચળી જાય છે. પરંતુ આદર્શે જઈ પહોંચવાના સીધા માર્ગથી ચળી જતા એ વાંકા માર્ગથી માતા ગંગાજી કસૂરવાન અને પલટાઈ જતી નદી નીવડે છે તેમ છતાં પણ તેના મુખ્ય પ્રવાહનાં બળો તો મહાસાગર તરફ જ ધીમે ધીમે અને ધીરે ધીરે વહેતાં હોય છે. તેના વાંકાચુંકા પ્રવાહનાં બળને આપણે ચોખ્ખાં જોઈ શકીએ છીએ, તેમ તેના મુખ્ય પ્રવાહનાં બળને આપણે જોઈ શકતા નથી. કારણ કે, નદીની ચિરકાળ જીંદગી અને બુદ્ધિ તરીકે તેનો સીધો પ્રવાહ દેખાયા વિના શાંતિથી પોતાનું કાર્ય કરે છે. બ્રિટિશ પાર્લામેંટની અને તેના બંધારણની નદીનો પ્રવાહ પણ બરાબર એવો જ છે. હર્બર્ટ સ્પેન્સરે કહ્યું છે તેમ, સરકારના કામકાજમાં કંઈ સડો પેસવા લાગે એટલે ખાતરીથી સમજવું કે એથી સુધારા, પ્રગતિ અને લોકોના હક્ક જન્મ પામશે. અમુક એક પક્ષના મુત્સદ્દીની દૃષ્ટિએ નહિ, પણ ગંભીર અને કાળજીવાળા ન્યાયાધીશની દૃષ્ટિએ છેલ્લાં ૧૫૦ વર્ષના હિંદુસ્તાનના રાજ્યવહીવટના ઇતિહાસનો અભ્યાસ કરો. કંપની સરકારના વખતથી તે આજ સુધી હિંદુસ્તાનના રાજ્યબંધારણમાં જે વૃદ્ધિ થતી રહી છે તેનો અભ્યાસ કરવાનો ખરો રસ્તો એ જ છે. એ વૃદ્ધિનો મુખ્ય પ્રવાહ જોખમદાર રાજ્ય તરફ વહેતો જોવામાં આવે છે. આપણી ચળવળ જ બ્રિટિશ અસરે ઉત્પન્ન કરેલા એ પ્રવાહના બળને લીધે છે. તેથી, હવે, સુધારાના કાયદાથી બ્રિટિશ

પાર્લામેંટે હિંદુસ્તાન ઉપરનો પોતાનો કાબુ ઓછો કર્યો છે, અને પોતે જ આપણા દેશમાં સીધી પાર્લામેંટ જેવી સરકારનું પહેલું પગલું ભરે છે.

ટુંકાણમાં, બ્રિટિશ પાર્લામેંટે હિંદુસ્તાનને કહ્યું છે કે, "તમારી પોતાની પાર્લામેંટથી હમણાં શરૂઆત કરો; અને વર્ષો જતાં તે મારા જેવી થશે."

---

## પ્રકરણ દસમું.

### મલીક મુઆઝમ બાદશાહ સલામત.

બ્રિટિશ સામ્રાજ્યના શહેનશાહ તરીકે મલીક મુઆઝમ બાદશાહ સલામત સમ્રાટ પંચમ જ્યૉર્જ છે. બ્રિટિશ પાર્લામેંટે પસાર કરેલા સુધારાના કાયદા ઉપર તેણે પોતાની સંમતિની શાહી મહોરછાપ મારી છે. એ કાયદાથી હિંદુસ્તાનને થતા લાભ વિષેનું મારૂં વિવેચન પૂરૂં કરતાં પહેલાં આપણે હિંદુસ્તાનના લોકો પ્રગામી રાજ્યની બાબતમાં બાદશાહ સલામતને કેટલા બધા આભારી છીએ તે હું વાચકને કહું નહિ તો એ મારૂં વિવેચન અધુરૂં જ ગણાય.

બધા પક્ષો, બધી ન્યાતો, બધા વર્ણો, હિંદુસ્તાનમાં જુદા જુદા રાજકીય મતવાળા બધા માણુસો, આ દેશની સરકાર સામે ગમે તેવા સખત અને ઉગ્ર ટીકા કરનારા લોકો પણ બાદશાહ સલામતને વફાદાર છે, તેમને માનની નજરે જુએ છે, અને તેમને જાતને બાદશાહ તરીકે માન આપે છે. ૧૯૧૮ માં કલકત્તાની વરિષ્ટ અદાલતના ન્યાયાધીશ ઑનરેબલ મિ. જસ્ટિસ બીચક્રાફ્ટની સાથે રહીને કામ કરવાને માટે બંગાળાની સરકારે મને નીમ્યો હતો ત્યારે હિંદુસ્તાનના રક્ષણના કાયદાની રૂએ ૮૦૬ માણુસોને બળવાખોર માની નજરકેદ કરવામાં આવ્યા હતા તે બાબતમાં તપાસ કરતી વખતે કેદખાનામાં એ બળવાખોરમાંના એકને સરકારી રીતે મળવાનો મને પ્રસંગ મળ્યો હતો. તેને કેદ કરવામાં આવ્યો તે પહેલાં તે બળવાખોર ટોળીનો ઘણો જ તોફાની આગેવાન હતો.

**સને ૧૯૧૧ માં** રાજ્યારોહણના દરબાર માટે **મલીક મુઆઝમ** બાદશાહ **સલામત હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં અને પોતે હિંદુસ્તાન-માંથી ગયા તે પછી પણ** બળવાખોરોએ ધાડો પાડી, સિપાઇઓને મારી નાખ્યા અને બંગાળાને હચમચાવી દીધું, અને તેમ છતાં જ્યાંસુધી બાદશાહ **સલામત** હિંદુસ્તાનમાં હતા ત્યાંસુધી તેઓ શાંત રહ્યા અને તેમણે કોઇ પણ જાતની ખલેલ પહોંચાડી નહિ એનું કારણ શું, તે વિષે મેં તેને પૂછ્યું. જે બળવાખોરને મેં એ સવાલ પૂછ્યો તેણે જવાબ દીધો કે, "બાદશાહ હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે બળવાખોરોના આગેવાનોએ પોતાના શાગરીદોને હુકમ કર્યો હતો કે જ્યાંસુધી બાદશાહ **પોતે** હિંદુસ્તાનમાં **હોય** ત્યાંસુધી બળવો **હોવો જોઇએ** નહિ; અને એ હુકમ ઇમાનદારીથી પાળવામાં આવ્યો હતો."

હિંદુસ્તાનના બધી જાતના લોકોને બાદશાહ સલામત તરફ શાહેનશાહ તરીકે કેટલી ઉંડી, જાથુની અને પવિત્ર વફાદારીની લાગણી છે તે એ બતાવી આપે છે.

એ શેને લીધે છે?

મહારાણી વિકટોરીઆના રાજ્યથી બ્રિટિશ રાજ્યે હિંદુસ્તાનના લોકો તરફ પોતાની લાગણી અને દિલસોજી બતાવ્યાથી હિંદુસ્તાનના લોકોનાં હૃદય ઉપર અસર થઇ હતી તેને લીધે તે છે. મહારાણી વિકટોરીઆનો ઢંઢેરો માના હૃદયમાંથી નીકળતા હોય તેવા શાહી શબ્દોથી લખવામાં આવ્યો હતો, અને તે તેની પ્રજા માટે પોતાની સ્વતંત્રતાના હકપત્રક તરીકે પવિત્ર મનાઇ રહ્યો છે. તેનો પુત્ર એડવર્ડ રાજકુમાર (પ્રિન્સ ઑફ વેલ્સ) તરીકે સને ૧૮૭૫ માં હિંદુસ્તાનમાં આવ્યો, અને તેણે સોના જેવા કીમતી અભિપ્રાય મેળવ્યા. મહારાણી વિકટોરીઆની પછી તે શાહેનશાહ તરીકે ગાદીએ આવ્યો ત્યારે એનું રાજ્ય "સલાહ શાંતિ રાખનાર રાજા એડ્વર્ડ" નું રાજ્ય બની રહ્યું. તેણે પોતાના રાજકુમાર, (પ્રિન્સ ઑફ વેલ્સ) જે હાલમાં રાજા પંચમ જ્યૉર્જ તરીકે ગાદીએ છે, એને ૧૯૦૫ માં હિંદુસ્તાન મોકલ્યો હતો અને એ

રાજકુમારે હિંદુસ્તાનના લોકોને મોકલેલા 'દિલસોજી' ના સંદેશાથી આ દેશના બધા લોકોનાં હૃદય આકર્ષ્યાં હતાં. એ રાજકુમાર ૧૯૧૦ માં રાજા થયો. ૧૯૧૧ માં રાજ્યારોહણના દરબારને માટે તે હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે સમ્રાટ પંચમ જ્યૉર્જ તરીકે એ શહેનશાહ લોકોનાં ટોળાંની અંદર હર્યાફર્યા એટલું જ નહિ પણ પોતાના રક્ષકો પણ તેમણે રાખ્યા નહિ, ત્યારે સ્નેહના તાજા બંધનથી લોકોનાં ટોળાં તેમના પ્રત્યે બંધાયેલાં હોય તેમ જણાયું. બાદશાહ ઈંગ્લાંડ પાછા ફર્યા તે પહેલાં હિંદુસ્તાનના લોકોને તેમણે પોતાનો "આશા" નો શાહી સંદેશો આપ્યો હતો.

અને હવે ગયા ડિસેંબરમાં હિંદુસ્તાનના રાજારજવાડાઓને તથા લોકોને મોકલેલા ઢંઢેરાથી બાદશાહ સલામતે, જે સુધારાના કાયદાને પોતે પોતાની શાહી સંમતિ આપી છે તે સુધારાના કાયદાની રૂએ સુધારાના નવા યુગને માટે આ દેશના લોકોને "સહકાર, વિશ્વાસ અને ભાઇચારો" રાખવાનો પોતાનો તાજો અને આશાભર્યો સંદેશો મોકલ્યો છે.

ગ્રેટ બ્રિટન પ્રજાસત્તાક રાજ્ય છે. એટલે કે રાજાની સત્તા જાલીમ રાજાની અથવા શહેનશાહની સત્તા જેવી આપમુખત્યાર નથી, પણ બંધારણથી તે મર્યાદાવાળી હોય છે. પોતે રાજા છે એટલે એ કાયદા તેને પોતાને બંધનકર્તા નથી તો પણ તેણે તે બંધારણના કાયદાથી બંધાયેલા રહેવું પડે છે.

આ ઉપરથી લોકો એમ માને છે કે, બ્રિટિશ રાજા નામનો જ રાજા છે, ખરેખરો રાજા નથી; અને બ્રિટિશ સામ્રાજ્યના પ્રત્યક્ષ ચિહ્ન તરીકે જ તેની રાજવટ કામ લાગે છે. બીજી રીતે કહીએ તો, "રાજાનો દૈવી હકક" એ સિદ્ધાંત બ્રિટિશ રાજ્યને લાગુ પડતો નથી એવી ધારણા કોઇ બાંધી શકે એમ છે.

એ ભૂલભરેલો વિચાર છે. પ્રસ્તુત સિદ્ધાંતનું મૂળ ખોળી કાઢીએ અને તેને તેના ખરેખરા અર્થમાં સમજીએ તો, જે આપમુખત્યાર

રાજાની સ્વચ્છંદી મરજી પોતાની પ્રજાનો કાયદો છે એવા આપમુખત્યાર રાજાને તે લાગુ પડતો નથી. માત્ર બ્રિટિશ સામ્રાજ્ય જેવા બંધારણની રૂએ થયેલા રાજાને જ તે લાગુ પડે છે. બંધારણની રૂએ થયેલા રાજા પ્રજાધીન રાજા છે.

એ કેવી રીતે તે હું તમને સમજાવું. "રાજાનો દૈવી હક્ક" છે એવું આપણે બોલીએ છીએ ત્યારે આપણે એવું કહેવા માગતા હોઇએ છીએ કે, રાજા પોતે પૃથ્વી ઉપરનો પરમેશ્વરનો પ્રતિનિધિ છે, અને પરમેશ્વરને માણસો ઉપર જેવી સત્તા છે તેવી જ સત્તા રાજાને પોતાની પ્રજા ઉપર છે. ટુંકાણમાં બોલીએ તો, પરમેશ્વરને જે સત્તા હોય છે તે જ સત્તા રાજાને પોતાની પ્રજા ઉપર છે. પરમેશ્વર પોતે પોતાની સત્તા માણસો ઉપર કેવી રીતે ચલાવે છે? તે આપમુખત્યારીથી પોતાની સત્તા ચલાવતો નથી, પણ પોતે અમુક કાયદા બાંધ્યા છે તે કાયદા પ્રમાણે ચલાવે છે. પરમેશ્વરના આ કાયદાને આપણે કુદરતના, આરોગ્યના, નીતિના અને ન્યાયના કાયદા કહીએ છીએ. પરમેશ્વર પોતે સર્વશક્તિમાન છે. તથાપિ તેણે લોકોના ભલાને માટે એ કાયદાઓથી અમલ કરવાને માટે તેના પોતાના હક્કને મર્યાદાવાળો કર્યો છે. સર્વશકિતમાન દેવ પોતાની ઇચ્છામાં આવે તેમ જાલીમ રાજ્ય ચલાવે તો તે નિરંકુશ જુલમી રાજા કહેવાય. પરંતુ પરમેશ્વર જુલમી રાજા નથી. તે કાયદાથી અમલ ચલાવે છે, અને તેના પર પ્રેમ રાખ્યાથી તે આપણું કામ કરી આપે છે. તેથી તેણે લોકો પરની પોતાની સત્તા કાયદાના બંધારણથી અને પ્રેમની સેવાથી મર્યાદિત કરી છે. એ કારણને લીધે પરમેશ્વરનું રાજ્ય મર્યાદાવાળું દૈવી રાજ્ય છે.

વિશેષમાં, ખ્રિસ્તી તેમ જ હિંદુ ધર્મોમાં કહ્યા પ્રમાણે, એ દૈવી કાયદાઓ પાળીને તથા તે પ્રમાણે વર્તીને માણસોએ કેવી રીતે રહેવું અને પોતાની જાતને બચાવવી તે પરમેશ્વરે પોતાની જાતના દૃષ્ટાંતથી તેમને બતાવવાને માટે મનુષ્યનો અવતાર લીધો. ખ્રિસ્તી ધર્મમાં કે હિંદુધર્મમાં અવતારના સિદ્ધાંતનો એ જ અર્થ છે. પરમેશ્વરે મનુષ્યા-

વતાર લીધો. તે માણસોમાં ભળી ગયો. તેણે તેમના કલ્યાણને માટે શ્રમ ઉઠાવ્યો. તેમની ખાતર જ તેણે સંકટો વેઠયાં. તે નોકરનો નોકર બનીને "રાજાનો રાજા" થયો. સેવા ઉઠાવવી એનું નામ જ રાજ્ય કરવું, એ તેણે માનવદેહ લઇને બતાવી આપ્યું. સેવા એ જ બાદશાહત છે. એ પ્રમાણે મનુષ્યાવતાર ધરીને તથા માણસે પાળવાની મર્યાદા પોતાના પર નાખીને પરમેશ્વરે મનુષ્ય કેવી રીતે દૈવી બને તે બતાવ્યું છે. અર્થાત્ પરમેશ્વર પોતાના કાયદા પ્રમાણે પોતાની જાતને મર્યાદામાં રાખીને રાજ્ય ચલાવે છે એટલું જ નહિ, પણ મનુષ્યયોગ્ય દિલસોજીથી પણ માણસો પર રાજ્ય ચલાવે છે.

તેથી પરમેશ્વરના હક્કની માફક રાજાનો હક્ક કાયદાથી મર્યાદિત થયો છે, અને દિલસોજીથી ઇનસાન બનેલો છે, તથા રાજા પોતાની પ્રજાને ચાહે છે તથા સેવે છે એવો અર્થ આપણે "રાજાનો દૈવી હક્ક" એ શબ્દોથી કરીએ છીએ.

પ્રાચીન ખ્રિસ્તી દૈવી પુરૂષોએ અને હિંદુઓનાં પ્રાચીન ધર્મપુસ્તકોમાં રાજાના દૈવી હક્કનો સિદ્ધાંત એ જ અર્થે રાજાઓને લાગુ પાડયો છે. પણ વખત જતાં જુલમી રાજાઓએ પોતાની પ્રજા ઉપર કાયદા પ્રમાણે તથા રાજ્યના ચોક્કસ બંધારણ પ્રમાણે રાજ્ય નહિ ચલાવતાં પોતાની મરજી પ્રમાણે આપ મુખત્યારીથી રાજ્ય કરીને પોતાના સ્વાર્થને માટે જ એ સિદ્ધાંત ભ્રષ્ટ કરી નાખ્યો. એ ભ્રષ્ટતાને લીધે યુરોપના ઘણા ખરા દેશોમાં રાજવટ મૂળમાંથી ઉખડી ગઇ છે તે હવે આપણે જોઇએ છીએ. પરંતુ બ્રિટિશ રાજવટ સહીસલામત ટકી રહી છે. તે ટકી રહી છે એટલું જ નહિ, પણ પ્રજાકીય એટલે કે પ્રજાસત્તાક રાજ્યની વૃદ્ધિની સાથે તેની લોકપ્રિયતા પણ વધી છે. રાજા પોતે પ્રજામાંનો એક બન્યો છે તેને લીધે આ પ્રમાણે બન્યું છે.

રાજાના દૈવી હક્કના સિદ્ધાંતનો મૂળનો અને ખરો અર્થ પાછો સ્થપાયો છે તે બ્રિટિશ બંધારણનો મહિમા જ છે. બ્રિટિશ ઇતિહાસ સ્વતંત્રતાના ઇતિહાસ તરીકે પ્રખ્યાત થયો છે. બીજી પ્રજાઓએ તેને

નમૂના તરીકે લીધો છે. તેણે ગ્રેટ બ્રિટનને પાર્લામેંટની માતા તરીકે પણ બનાવ્યું છે. તે સાથે રાજાનો દૈવી હક્ક ભોગવતા લોકાધીન રાજાનો પોતાનો આદર્શ બતાવી આપવાને માટે પણ બ્રિટિશ ઇતિહાસ ઝળકી રહ્યો છે. આપણા સમ્રાટ શહેનશાહ પંચમ જ્યૉર્જે બંધારણથી મર્યાદાવાળા રહીને તથા કાયદા પ્રમાણે રાજ્ય કરીને સામાન્ય લોકની પોતાની વિશાળ ભાવનાથી પોતાની પ્રજા ઉપર રાજા તરીકેની સત્તા મેળવી લીધી છે. તે પોતાની પ્રજાની અંદર હરેફરે છે; તે નીચ લોકોમાં તથા ઝુંપડાંઓમાં જાય છે; તે તેમની સેવા ઉઠાવવામાં તથા તેમને માટે મહેનત કરવામાં પાછી પાની કરતો નથી. ટુંકાણમાં, રાજા સેવાથી રાજ્ય કરે છે, અને તે પ્રજાનો પહેલો સેવક બન્યો છે. એનો સૌથી મોટો પુત્ર, પ્રિન્સ ઑફ વેલ્સ, આ સુધારાના કાયદા વિધિપૂર્વક અમલમાં મૂકવાને હિંદુસ્તાન આવવાનો હતો તે પણ બાદશાહ સલામતના **માનવ** અને તેથી **દૈવી** દૃષ્ટાંતને અનુસરે છે. બાદશાહ સલામતે પોતાના દયાળુ સંદેશામાં હિંદુસ્તાનની પ્રજાને "દિલસોજી," "આશા," "સહકાર," "વિશ્વાસ" અને "ભાઇચારો" એ સૌનો દાખલો બેસાડયો છે. જે સુધારા આપણને આપવામાં આવ્યા છે તે પાર પાડવા માટે આપણે શી ફરજ બજાવવી જોઇએ, તે એ શબ્દોમાં સૂચવવામાં આવ્યું છે. તે કેવી રીતે તે હવે પછીના અને છેલ્લા પ્રકરણમાં હું બતાવીશ.

---

# પ્રકરણ અગિયારમું.

## મતદારોનાં કર્તવ્યો.

"જોખમદાર રાજ્યની પ્રગતિવાળી સિદ્ધિ"ને માટે હિંદુસ્તાનમાં રાજ્યવહીવટની પદ્ધતિમાં સુધારાનો કાયદો આવતા વર્ષથી જાતજાતના જે સુધારા દાખલ કરશે તેનો સાર આ પ્રમાણે આપી શકાય;—

(૧) સ્થાનિક પંચાયતોમાં અને સુધરાઇખાતાંઓમાં સંપૂર્ણ જોખમદાર રાજ્ય; (૨) પ્રાંતિક રાજ્યવહીવટમાં કંઇક જોખમદાર રાજ્ય; અને (૩) વડી સરકારમાં પ્રજાના પ્રતિનિધિઓનું વધારે સારૂં પ્રમાણ અને

આજે એ સરકારના કામકાજ ઉપર ટીકા કરવાની જે સત્તા છે તેના કરતાં લોકોના પ્રતિનિધિ મારફત ટીકા કરવાને માટે વધારે સત્તા.

લોકોના પોતાના કલ્યાણુનો તથા જોખમદાર રાજ્યની બાબતમાં વધારે હક્ક મેળવવાનો આધાર, લોકો અને તેમના ચુંટાયેલા પ્રતિનિધિઓ આ નવા હક્ક રાજ્યવહીવટમાં સંભાળથી અને સારી રીતે વાપરશે તેના ઉપર રહેલો છે.

જે લોકો મતદાર થશે અને મત મેળવશે તે લોકો પાસેથી એ સુધારા ફ્-તેહમંદ બનાવવાને શી આશા રાખવામાં આવે છે તેનો આપણે વિચાર કરીએ. એ ફ્-તેહમંદીનો આધાર નીચે જણાવેલી બાબતો ઉપર રહેલો છે;—

(૧) નવી સભાના સભાસદ ચુંટી કાઢવાને માટે મત આપવાનો અધિકાર જે જે માણસને મળે તે તે માણસે એ અધિકાર તેના પોતાના સ્વાર્થને માટે અથવા તો તેની પોતાની ન્યાતના કે તેના પોતાના પંથના હિતને માટે આપવામાં આવેલો નથી એમ માનવાનું છે. આખા દેશના ભલાને માટે તેને એ સત્તા આપવામાં આવેલી છે એમ તેણે ગણવાનું છે. તેનો મત એક જાતનો હવાલો છે; લોકોને એટલે કે સાધારણ રીતે પ્રજા કહેવામાં આવે છે તેને રાજ્ય લાભદાયી થાય તેમ કરવાને તેને એ સત્તા આપવામાં આવી છે.

(૨) તેને એવી રીતનો અધિકાર ગણીને તેણે તેનો ઉપયોગ કરતાં ઘણી સંભાળ રાખવી જોઇએ. તે તરફ બેદરકાર રહી તેણે તે વેડફી નાખવાનો નથી. ચુંટણી થવાની હોય ત્યારે તેણે એમ કહેવું નહિ કે, "મારૂં ઘર અને મારૂં કામકાજ છોડીને મારે એટલી બધી તસ્દી લેવાની શી જરૂર છે? મતનોંધણી માટે મુકરર કરેલી જગ્યાએ માત્ર મત આપવાની ખાતર મારે શા માટે જવું જોઇએ? મને એથી શો લાભ થવાનો છે?" તે એ પ્રમાણે કહે અને મત આપે નહિ, તો તેણે પોતાને આપવામાં આવેલા હવાલાને દગો દીધો ગણાય. તેણે પોતાના દેશનો વિશ્વાસ તોડયો ગણાય. સરકાર ખોટે માર્ગે જાય અને લોકો સંતોષી અને સુખી ન હોય

તો તે પોતે તેને માટે જવાબદાર ગણાય.

(૩) કોઇ પણ મતદાર અમુક ઉમેદવારને પોતાનો મત આપવા માગતો હોય અને ચુંટણીમાં તે ઉમેદવારની ફ-તેહ થવાનો સંભવ ન હોય, તો પણ તે ઉમેદવારને માટે પોતાનો મત આપતાં મતદારે અટકવું જોઇએ નહિ. એ મત આપ્યાથી પ્રજાના કામકાજમાં મતદારનો ઉત્સાહ ચાલુ રહે છે. એથી તે બુદ્ધિશાળી બને છે, દેશના કલ્યાણને ઉપયોગી થાય છે. હેન્રી સિજ્વિક નામના મહાન્ અંગ્રેજના દાખલા પ્રમાણે તેણે ચાલવું જોઇએ. એ ગૃહસ્થ એક વખતે પોતાની તંદુરસ્તી સુધારવાને અર્થે ઇંગ્લાંડથી દૂર સ્વિટ્ઝર્લૅંડમાં ગયો હતો. ઇંગ્લાંડમાં સામાન્ય ચુંટણી થવાનું જાહેર થયું ત્યારે પોતાની પસંદગીના ઉમેદવારને પોતાનો મત આપવાને માટે ઇંગ્લાંડ જવાનો તેણે નિશ્ચય કર્યો. ઇંગ્લાંડમાંના તેના દોસ્તદારોએ તેને લખ્યું કે, "એ ઉમેદવાર ચુંટાવાનો સંભવ ઓછો છે." વળી તેમણે તેને લખ્યું કે, "તમે જે રાજકીય પક્ષના છો તે પક્ષ ચુંટણીમાં હારવાનો છે." તેમ છતાં પણ મિ. સિજ્વિકે પોતાનો બધો સ્વાર્થ એક બાજુએ રાખ્યો, તે પાછો ઇંગ્લાંડ ગયો અને પોતાનો મત તેણે નોંધ્યો. તેના મતથી ઉમેદવારને કે તેના પક્ષને કંઇ ફાયદો થયો નહિ ત્યારે તેના મિત્રોએ તેને પૂછ્યું કે "તમે આટલી બધી નકામી મહેનત શા માટે લીધી વારૂ ?" ત્યારે તેણે એવો ઉત્તર વાળ્યો કે, "મારો મત મારી પવિત્ર ફરજ છે. લોકોના કલ્યાણને સારૂ મારે તે ઋણ ચુકવવું જોઇએ, અને તેથી ગમે તેવું પરિણામ આવે તો પણ તે ફરજ મારે બજાવવી જ જોઇએ."

( ૪ ) પ્રત્યેક મતદાર ગમે તે માણસ હોય તો પણ તેણે દરેક ચુંટણી વખતે પોતાનો મત નોંધવો જોઇએ એટલું જ નહિ, પણ **લાયક** ઉમેદવારને મત આપવાને માટે તેણે સંભાળ રાખવી જોઇએ. લાયક ઉમેદવાર એટલે શું ? પ્રત્યેક ચુંટણી વખતે ઘણા ઉમેદવારો બહાર પડે છે, અને મતને માટે માગણી કરે છે. એમાંથી કોને પસંદ કરવા એ નક્કી કરવાનું કામ મતદારને ઘણું મુશ્કેલ થઈ પડે છે. વિશેષે કરીને મતદાર પોતે ગરીબ માણસ હોય અથવા રાજ્યની ગુંચથી અજાણ્યો હોય તો

ચુંટણીને માટે બહાર પડેલા ઉમેદવારો મત મેળવવાને અને વિજયી થવાને મતદારને ગુંચવી નાખે એવો સંભવ રહે છે. એ ઉમેદવાર મતદારને પૈસાની, અથવા બીજી ભેટની લાંચ આપીને તેનો ટેકો મેળવવાનો પ્રયત્ન કરે છે. મતદાર પોતે લાંચ રૂશવતની દરકાર રાખે એવો નહિ હોય તો ઉમેદવાર પોતે પોતાનું કાર્ય સિદ્ધ કરવાને મતદારની ખુશામત કરશે, અને "મને ચુંટી કાઢવામાં આવશે તો સભામાં હું મારી ફરજ અમુક અમુક રીતે બજાવીશ" એવાં તમામ જાતનાં વચનો આપશે. તે પોતે સ્વતંત્ર મીજાજનો માણસ છે એવો ડોળ કરશે; લોકો પરના કરનો બોજો ઓછો કરવાનું તે વચન આપશે. મતદારને તે એવી પણ ખાતરી આપશે કે, "હું ચુંટાઇશ તો સરકારી અમલદારને તોબા પોકરાવીશ." જે ઉમેદવારો આવી આવી વાતો કરીને મતદારોની મદદ માગવા પ્રયત્ન કરતા હોય તેવા ઉમેદવારોથી, તેમજ જે ઉમેદવારો અધિકાર ભોગવતા અમલદારોની ખુશામત કરી પોતાનો સ્વાર્થ સાધનારા હોય તેવા ઉમેદવારોથી તેણે બહુ સંભાળ રાખવાની છે. તેટલા માટે જે માણસ **સ્વમાન જાળવનારો** હોય તેવા ઉમેદવારને જ પોતાનો મત આપવાની મતદારે સંભાળ રાખવી જોઇએ. તાત્પર્ય એ કે, "જે ઉમેદવાર ખુશામતીઓ અને લાંચીઓ હોય, જેના શબ્દો મીઠા મીઠા હોય અને તેથી હમેશાં સત્ય હોઈ શકે નહિ, તેવા ઉમેદવારને મત આપવાની ના પાડવી. જે ઉમેદવારો પ્રજાની સેવાને માટે પોતાની બુદ્ધિ વાપરે અને પોતાની દિલસોજી બતાવે તેવા જ ઉમેદવારને પસંદ કરવો; જ્યાં સુધી પોતાની એવી સેવા ચાલુ રહેવા દેવામાં આવશે ત્યાં સુધી પોતે કોઈ પણ પક્ષનો અથવા વર્ગનો વચનથી બંધાયેલો પ્રતિનિધિ નહિ રહેતાં માત્ર લોકોનો સ્વતંત્ર અને વિશ્વાસુ પ્રતિનિધિ રહેશે એમ જે ઉમેદવાર કહે તેવા ઉમેદવારને જ ચુંટી કાઢવો. ઇંગ્લાંડમાં, ફ્રાંસમાં, રૂશિયામાં જે રાજાઓએ પોતાના દરબારીઓને મુત્સદ્દીઓની જગ્યાએ નીમ્યા તેમની પડતી આવી. લોકો પણ તેમ જ કરશે તો તેઓની પણ એવી જ દશા થશે." 'લંડન ટાઇમ્સ' ની આ સલાહને મતદારોએ પોતાના રાજકીય ભોમીઆ તરીકે ગણવી જોઇએ.

( ૫ ) પ્રત્યેક મતદારે યાદ રાખવું જોઇએ કે, સંસારમાં જેમ કરવું પડે છે તેમ રાજ્યમાં પણ ઘરછોડ કરવી પડે છે. લોકો ઘણી ન્યાતો, ઘણા પંથો, હુન્નરો અને ધંધાઓ વગેરેમાં વહેંચાઈ ગયેલા હોય છે અને તેથી તેમની વચ્ચે અથડાઅથડી થાય છે. એવી અથડાઅથડી વચ્ચે મેળ લાવીને લોકો પર અમલ ચલાવવો તેનું નામ રાજ્ય. ડહાપણભરેલી ઘરછોડથી જ એ અથડાઅથડીની સમાધાની લોકોના ભલાને માટે કરી શકાય. એક અંગ્રેજ લેખક પોતે રાજકીય બાબતમાં પ્રજાપક્ષવાદી છે તે કહે છે કે, " બધા ડહાપણવાળા રાજકીય વ્યવહારમાં સમાધાની અને તેની સાથે જ વિરૂદ્ધ અભિપ્રાયો માટે માન સમાયેલાં છે; પણ એવો દરેક અભિપ્રાય મનુષ્યસ્વભાવની ખરેખરી વસ્તુસ્થિતિને તથા જરૂરીઆતને જેટલી હદમાં લગાડી શકાય તેટલી હદમાં જ હોવો જોઇએ."

( ૬ ) તેટલા માટે મતદારોએ ઉમેદવારને ચુંટી કાઢયો હોય અને સભામાં પોતાના પ્રતિનિધિ તરીકે તેને મોકલ્યો હોય ત્યારે તે પોતાની ફરજ કેવી રીતે બજાવે છે તેની તેમણે તપાસ રાખવી જોઇએ. તે સરકાર વિષે ખાલી ટીકા જ કર્યાં કરે છે કે તેની ટીકા કાંઈ ફળ આપે એવી પણ છે ? વસ્તુસ્થિતિનો બરાબર અભ્યાસ કર્યા વિના તથા લોકોની સ્થિતિ અને જરૂરીઆત ખરેખરી રીતે સમજ્યા વિના માત્ર ટીકા કરવાની ખાતર જ તેની ટીકા હોય છે કે કેમ ? તે ઠેકાણા વગરની વાતો જ કરે છે, અમલદારોને અગર પોતાના સામાવાળાને ગાળો જ દે છે કે ગંભીર, ચોક્કસ અને અક્કલમંદ ટીકા અને સૂચના કરીને લોકોનો પક્ષ ખેંચે છે ? પોતે લોકોનો વકીલ છે એવું તેમને બતાવવાને માટે અને વાહવાહ કહેવડાવવાને જ માત્ર સરકારની વિરૂદ્ધ પડે છે કે સંગીન, ખાતરીવાળી દલીલથી અને ચોક્કસ બીનાથી તેની વિરૂદ્ધ પડે છે ?

(૭) સુધારાના કાયદાનો મોટો લાભ એ છે કે, તેથી હિંદુસ્તાનના લોકો પોતાના દેશના રાજ્ય ઉપર મતદાર તરીકે સત્તા ભોગવવાના છે. વસ્તુત; એ કાયદો 'પ્રજાસત્તાક રાજ્ય'ને નામે ઓળખાતા રાજ્યનું પ્રથમનું સંગીન પગલું દાખલ કરનારો કાયદો છે. તે પ્રજાસત્તાક રાજ્ય કહેવાય છે. કારણ કે

પોતાના પર અમલ ચલાવવાને પોતાના જ પ્રતિનિધિઓ ચુંટી કાઢવાને પ્રજાને સત્તા આપવામાં આવી છે. પ્રજા એટલે માત્ર પૈસાદાર જમીનદારો, મોટા મોટા વેપારીઓ, ભણેલાગણેલા લોકો અથવા ઉંચા વર્ગના બ્રાહ્મણો જ નહિ પણ હિંદુસ્તાનમાં સામાજિક તેમ જ રાજકીય બાબતોમાં અત્યાર સુધી વીસારી દેવામાં આવેલા ને કોઇ વિસાતમાં નહિ રહેલા ગામડાંના ખેડુતો, શહેરના મજૂરો અને અંત્યજો પણ ખરા. આ કાયદાનો એ જ ફાયદો છે. સમાજમાં તેમ જ રાજકીય બાબતમાં ઉતરતી પંક્તિના, અજ્ઞાન, અને મહત્ત્વ આપવાને લાયક નહિ એવા વર્ગના લોકોને મત આપવાનો હક્ક એ કાયદો આપે છે. તેટલા માટે એ કાયદો પ્રજાના રાજ્યનો કાયદો છે. જે વર્ગોના લોકોને અત્યાર સુધી હલકા ગણવામાં આવ્યા છે તે લોકો પોતાને મળેલી મત આપવાની સત્તા ડહાપણથી વાપરવાને સાવધ થાઓ. સ્વમાનની લાગણી વિનાના ઉમેદવારોને, તથા જે માણસો મોટી મોટી વાતો કરતા હોય, મતદારોની મુખત્યારીની તથા તરફદારીની હાજીહા કહેતા હોય અને લોકપ્રિયતાની ખાતર જ લોકપ્રિયતાને માટે વલખાં મારતા હોય તેવા ઉમેદવારોને આંધળા થઇને મત આપશો નહિ. પ્રાચીન ગ્રીસમાં અને પ્રાચીન રોમમાં લોકોનું રાજ્ય નિષ્ફળ નીવડયું અને તેને સ્થાને જુલમી રાજાઓનું જાલીમ રાજ્ય થયું તેનું કારણ એ છે કે, જે લોકોને મત આપવાનો અધિકાર આપવામાં આવ્યો હતો તે લોકોએ રાજ્ય ચલાવવાને જે માણસોને પ્રતિનિધિ તરીકે ચુંટી કાઢયા હતા તે માણસોએ લોકોને ગુલામ જેવા કરવાને માટે માત્ર સત્તા મેળવવાના ઇરાદાએ લોકોની ખુશામત કરી હતી તથા લોકપ્રિયતા મેળવી હતી અને આખરે તેમણે જાતે જ જુલમ ગુજાર્યો હતો. તેવું હિંદુસ્તાનમાં ન બનાવી દેશો. લોકોના પક્ષને ટેકો આપવાને, તથા તેમના હક્કને તેમની સ્વતંત્રતા માટે, તથા તેમના લાભને માટે વકીલાત કરવાને લોકો તરફથી ઉભા થવું એ મતદારોના મત માગનારા એ ઉમેદવારની ઉત્તમ કે નેક તૃષ્ણા છે. એવો માણસ લોકોનો ખરેખરો અને પ્રમાણિક મિત્ર હોય અને તેઓ ખોટા હોય એવું તે શુદ્ધ હૃદયથી માનતો હોય ત્યારે ખુલ્લા દિલથી તે પ્રમાણે કહેવાને તે ડરતો ન હોય તો તે લોકપ્રિયતાને લાયક છે, અને તે ખરેખરો લોકોનો માણસ બને છે. બેધડક દિલથી કહી દેવાની જેનામાં હિમ્મત હોય અને જે તે છૂપાવતો ન હોય અથવા મતદારોને રાજી કરીને

તેમના મત મેળવવાને અને એવા ઠગાઇના ધંધાથી અધિકાર મેળવવાને પોતાની એ પક્કી ખાતરીને જતી કરતો ન હોય તેવો માણસ ખરેખરો સાચું બોલનારો હોવો જોઇએ. નીચે આપેલા દાખલા ઉપરથી હિંદુસ્તાનના મતદારોએ પાઠ શીખવો યોગ્ય થશે. લગભગ ૬૦ વર્ષ પહેલાં જાન સ્ટુઅર્ટ મિલ બ્રિટિશ પાર્લામેંટને માટે ઉમેદવાર તરીકે બહાર પડયો ઇંગ્લાંડમાંના ગરીબ વર્ગના લોકોનો તે મિત્ર હતો. પોતાનાં લખાણોથી અને ભાષણોથી લોકોના—અને તેમાં ખાસ કરીને મજૂરોના—પક્ષની તેણે વકીલાત કરી હતી. તે સાચો માણસ હતો, ને મત મેળવવાને માટે તે કદિ પણ કોઇની ખુશામત કરતો નહિ. જે મજૂરવર્ગના લાભની હિમાયત તે કરતો હતો તે મજૂરોની જે ખામીઓ હતી તે તેણે તેમને ચોખ્ખેચોખ્ખ કહી સંભળાવી. તેમને જૂઠું બોલવાની ટેવ પડી છે એવું તેણે તેમને જાહેર રીતે કહ્યું. એથી મજૂરવર્ગ ઉશ્કેરાઇ ગયો. તેથી જાહેર સભામાં તેણે તેમના મત માગ્યા ત્યારે ત્યાં હાજર રહેલા ચીડાએલા મજૂરોએ તેને પૂછ્યું કે "તમે અમને જૂઠું બોલવાવાળા કહ્યા છે કે નહિ? અને તેમ કહ્યું છે તો પછી તમે શા માટે અમારા મતની માગણી કરો છો?" જે સાચું હતું એમ પોતે જાણતો હતો તે તેમને કહેવાને તે જરા પણ બીધો નહિ. તેણે હિમ્મતથી જવાબ આપ્યો કે "કામદારોને જૂઠું બોલવાની ટેવ પડી છે એમ મેં કહ્યું છે અને હમણાં સુધી હું એમ જ ધારૂં છું. તમારા મત લેવાને માટે હું તમારી ખુશામત કરવાનો નથી, પણ તમે ખોટા હશો ત્યાં તમે ખોટા છો એમ હું કહીશ; કારણ કે હું તમારો ખરો મિત્ર છું, તમને ઉપર ઉપરથી ખુશ કરનારો નથી." આવા ખુલ્લા દિલના અને પ્રમાણિક જવાબને કામદારો એટલા માનની નજરે જોવા લાગ્યા કે, તેમણે તેને માટે પોતાના મત આપ્યા અને બ્રિટિશ પાર્લામેંટમાં પોતાના પ્રતિનિધિ તરીકે તેને મોકલ્યો. "જે માણસ લોકોને અણગમતો થઈ શકતો નથી તે માણસ ખરેખરી રીતે રાજ્ય ચલાવી શકતો નથી" એવી કીમતી કહેવત પડી છે. હિંદુસ્તાનના જે મતદારો આ સુધારાની ફ-તેહની તથા સંપૂર્ણ જોખમદાર રાજ્ય જલદી મેળવવાની ઇચ્છા રાખતા હોય તેમને માટે ચેતવણીવાળો આ પાઠ છે.

સમાપ્ત